

# ॥ श्री लोहेश्वर माहात्म्य ॥


રચી છપાવી પ્રસિદ્ધ કરનાર,

શુક્લ હરિલાલ જાદવજી વકીલ.

વ્યવસ્થાપક શ્રી લોહેશ્વર માહાદેવ.

રહેવાશી મુળ મુંજપુર, શ્રી લોહેશ્વર માહાદેવ.

હાલ રાધનપુર.



આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૧. સને ૧૯૧૫.

શ્રી "સત્યવિજય" પ્રીન્ટીંગ પ્રેસમાં

શા. સાંકળચંદ હરીલાલે છાપ્યું. નવા દરવાજા,–અમદાવાદ.

કીંમત રૂ. ૦–૬–૦ (કાચું પુંઠું).

રૂ. ૦–૮–૦ (પાકું પુંઠું).

# અર્પણ પત્રિકા.

(દોહરો.)

શુભ દીન છે આજનો, જાણે સર્વ શુરવીર;
ક્રોધ દૂર કરી અને, દયા નીતિ રહો સ્થીર.
પ્રાતઃકાળે શીવ સ્મરી, વદો શીવ વારંવારં;
ણ અધીક વખણાય છે, જીવો જગ દાતાર.
જીવદયા રાખી અતી, સ્વસ્થ ચીત્ત શુભકામ;
વધારો અતી શુભમતી, ગર્વ તજો આ ઠામ.
નક્કી શીવ ભજયા થકી, વારંવાર શીવ પાસ;
શ્રી શીવાય નમઃ નમઃ, સિધાવ્યા સ્વર્ગવાસ.

વ્યવસ્થાપક,—

શ્રી લોહેશ્વર માહાદેવ.

# શંકર સ્તુતિ.

અનુષ્ટુપ્.

नमः शिवाय निशेष, क्लेष प्रशम शालिने ॥
त्रिगुण ग्रन्थि दुर्भेद, भवबन्ध विभेदिने ॥ १ ॥

વસન્તતિલકા.

वक्त्राण्यिन्चकुचयोः प्रतिबिम्बितानि ।
दृष्ट्वा दशानन समा गमन भ्रमेण ॥
भूयोऽपिशैलपरिवृत्ति भयेन गाढ ।
मालिङ्गितो गिरिजया गिरिशः पुनातु ॥२॥

શાર્દૂલ.

वेदान्तेषुयमा हुरेक पुरुषंव्याप्य स्थितं रोदसी ।
यस्मिन्नीश्वर इत्यनन्य विषयः शब्दो यथार्थाक्षरः ॥
अन्तर्यश्च मुमुक्षुभि र्नियमित प्राणादिभिर्मृग्यते ।
सस्थाणुः स्थिर भक्तियोग सुलभो निश्रियसाया स्तुवः॥३॥

# અર્પણ પત્રિકા.

**સ્વર્ગવાસિ વડીલભ્રાતા પ્રાણજીવન જાદવજી.**

**વ્યવસ્થાપક શ્રી લોહેશ્વર મહાદેવ.**

આપે સ્વજ્ઞાતીની ઉન્નતી થવા માટે આકાંક્ષા હૃદયમાં રાખી હતી અને તેના માટે બનતો પ્રયત્ન કર્યો હતો. શીવસ્મરણ આપના હૃદયમાં અહર્નિશ રમી રહેતું હતું અને દયા, નીતિ, સત્ય એજ આપનું મુખ્ય કર્તવ્ય હતું, આપનામાં દરેક પ્રાણીમાત્રને સરખી રીતે ગણવાનો અને દરેકને યોગ્ય મદદ કરવાનો અમુલ્ય ગુણ હતો, આ લોહેશ્વર ક્ષેત્રને આપે સારા પાયા ઉપર લાવી દરેક મકાનો સુધરાવ્યાં અને નવીન બનાવ્યાં, તે ઉપરાંત ગાઢ પરીશ્રમ લઈ પાણીનું યોગ્ય સાધન કરી આપ્યું, ઉપરાંત આપ

મીલનસાર, સરલ સ્વભાવ, શાન્ત પ્રકૃતિ, સ્વતંત્ર વિચાર, નીસ્પ્રેહીપણું, રીતી અને નીતિ, કુટુંબ ઉત્સાહી, નિર્મળ હૃદય, માયાળુ સ્વભાવ, શીક્ષણ લેવા લાયક સહેવાસ, ધાર્મીક, ઉપદેશક આદી અતી ઉત્તમ સદ્દગુણોનો ભંડાર અને

દરેક પ્રાણી ઉપર અનીવાર્ય સ્નેહ ઉચ્ચ સ્થીતિ છતાં નીરાભિમાનપણું, પ્રસંગોત્પાત આપની ઉદારવૃત્તિ અને શીવ ભક્ત તરીકેની ગર્જના વીગેરે અનહદ સદ્દગુણોથી લોભાઈ આ પુસ્તક આપને જ અર્પણ કરી આનંદ માનું છું.

દાસાનુદાસ,

**શુક્લ હરિલાલ જાદવજી.**

વ્યવસ્થાપક શ્રી લોહેશ્વર માહાદેવ.

## નેક નામદાર ગવર્નમેન્ટ સરકાર આ ક્ષેત્ર માટે કેવો ઉંચો અભીપ્રાય ફરમાવે છે તે વાંચો.

નેક નામદાર ગવર્નમેન્ટ સરકાર તરફથી આ ક્ષેત્ર માટે યોગ્ય તજવીજ કરવા પંચમાહાલના નામદાર પોલીટીકાલ એજંટ સાહેબ કેમ્પએલ સાહેબ ફાલ્ગુન કૃશ્નપક્ષમાં મેળા પ્રસંગે પધારેલ અને યોગ્ય તજવીજ કરેલના પરીણામે.

મુંબાઇ ઇલાકાના ગેઝેટીયરના પુસ્તક ૫ માના પાના ૩૪૨ માં લખાએલ અભીપ્રાય.

આ અભિપ્રાય આશરે પચીશ વરસ ઉપરનો છે.

From,

Gazetteer of Bombay presidency volume V. Page 342.

Loti, a village to the west of Mujpur, has a temple of Loteshvar Mahadev with a reservoir, Kund, in front, called Pretgaya.

A yearly fair, attended by about 2000 pilgrims, is held here on Phagan vad Amavasya (March April). A bath in the pool, and certain religious ceremonies, are believed to draw out evil spirits and, at the same time, give them freedom, mukti, and absorption into the eternal Brahma.

ઉપરના ઈંગ્લીશનું ગુજરાતી.

મુંબાઇ ઇલાકાના ગેઝેટીઅરના પુસ્તક ૫ માના પાના ૭૪૨ માંથી લીધેલ ઉતારો.

લોટી મૂજપુરની પશ્ચીમે આવેલ એક ગામડું છે જેની અંદર લોહેશ્વર માહાદેવનું દેવાલય છે અને તે દેવાલયની સન્મુખ એક જલાશ્રય એટલે કુંડ છે જેને પ્રેત ગયા કહે છે. આ ઠેકાણે ફાલ્ગુન વદ અમાવાસ્થા એટલે માર્ચ એપ્રીલમાં એક વારસીક મેલો ભરાય છે અને તેમાં આશરે બે હજાર જાત્રાલુઓ ભરાયે છે કુંડની અંદર સ્નાન કરવાથી અને અમુક ધાર્મીક ક્રીયાઓ કરવાથી એમ માનવામાં આવે છે કે ભૂત પ્રેત જતું રહેછે અને તે સાથે તેઓનો છુટકારો અને મુક્તી મલે છે અને તે બ્રહ્મમાં જાય છે.



# પ્રસ્તાવના.

રાધનપુર સ્વસ્થાન કે જે ફર્સ્ટક્લાસ રાજ્ય છે તે સ્ટેટના મુંજપુર માહાલ તાબામાં ત્રાકોટ ઉર્ફે લોટેશ્વર ગામ છે જ્યાં લોહેશ્વર માહાદેવનું પ્રાચીન દેવાલય અને ક્ષેત્ર છે લોહેશ્વર નામનો અપભ્રંશ થવાથી લોટેશ્વર નામથી લોકો આ ક્ષેત્રને ઓળખે છે આ ક્ષેત્ર શાથી થયું લોહેશ્વર નામ શાથી પડ્યું અને આ ક્ષેત્રનું માહાત્મ્ય શું છે એ જાણવાની ઇન્તે જારી ઘણા લાંબા વખતથી વ્યવસ્થાપકોની હતી. પરંતુ મોઢાની હકીકત શીવાય વીશેષ પત્તો મલતો નહીં.

સંવત ૧૯૫૦ સને ૧૮૯૩ ની સાલમાં વ્યવસ્થાપક શુકલ પ્રાણજીવન જાદવજીની સાંભળેલી હકીકત ઉપરથી મેહેતા મી. મોતીલાલ દુધારામજી એ નાટકરૂપે લોહેશ્વર માહાત્મ્ય નામ આપી એક બુક છપાવી છે તેમાંની રથવી તથા ઔરંગજેબ બાદશાહ નામથી ને જે હકીકત લખાઈ છે તે ખરી હોવાને કાંઇ આધાર નથી તેમ તે ખરી હોવાનું જણાતું નથી પણ કેટલાક કારણોથી તે હકીકત ખોટી હોવાનું જણાય છે અને બીજી થોડીક હકીકત પાઠા ફેર છે વલી જે હકીકત ખરી છે તે આધાર વગરની છે આ પ્રમાણે હોવાથી મુળ આધાર માટે શોધ જારી હતી ઇશ્વર ઇછાથી શોધમાં ફતેહ મળી અને ઘણા માણસોને ભલામણ કરવામાં આવેલ જેથી. બનારસથી એક ભાવનગરના વીદ્વાન પાસે આ માહાત્મ્ય ઘણુંજ જુના વખતનું પ્રાચીન જુદાં જુદાં પાનીઆથી હતું તેનો પાટણના એક શાસ્ત્રી મારફતે પત્તો લાગ્યો અને તે ઉપરથી ટીકા વીગેરે કરાવી તૈયાર કરવામાં આવ્યું.

લોહેશ્વર મહાદેવ ધર્મારણ્ય ક્ષેત્ર અંદર આવેલ છે. અને તે ધર્મારણ્યના મધ્ય ભાગમાં છે ધર્મારણ્ય નામ શાથી એ વીશે વી-ચાર કરતાં જણાય છે કે પ્રથમ આ ધર્મારણ્યમાં ભરપુર ઝાડી અને ફુલદ્રુપ ઝાડો હતાં તેની અંદર માણસોનો ભાગ કવચીતજ હતો માત્ર ત્યાગી સંત સાધુ રૂષીઓ માહાત્માઓ બ્રહ્મીઓ યજ્ઞાદીન કર્મ કરનારાઓ વેદ અને બ્રહ્મ વીદ્યા જાણનારાઓ. મુનીઓનોજ નીવાસ હતો હજુ પણ ધર્મારણ્યનો નૈરૂત્ય દીશાનો અમુક ભાગ માણુસ વગરનોજ છે. આ લોહેશ્વર ક્ષેત્રથી ઉત્તર દીશા તરફ પંદર ગાઉના અરસા ઉપર માલ્યવન હતું જે વનપાસે જારોળનામનુ મોટું શહેર ઘણી બોહોળી વસ્તીવાળું હોવાનું જણાય છે જે જા-રોળ શહેર વાંલખીલ્ય નગરએ નામથી પ્રખ્યાત હોવાનું અનુ-માન થાય છે.

કેટલાએક રૂષીઓ અને મુનીઓ તપ કરવા માટે તેમજ યજ્ઞા-દીક કર્મો માટે આ ધર્મારણ્યમાં આવી તેવા ધાર્મીક કર્મોનો લાભ લેતા હતા કારણ કે આ ધર્મારણ્ય ઘણુંજ નીર્ભય સ્થાન હતું. કલી-યુગ પ્રથમના ત્રણ યુગોમાં રાક્ષસો દૈત્યો વીગેરે આ ધર્મારણ્યમાં આવવાને અશક્ત હતા તેમ કલીયુગ બેઠા પછી અન્ય રાજ્ય કર્તાઓ તેમજ બીજી કોઇ પ્રજા ઝાડી હોઇ આવી શકતા નહીં આથી આ સ્થાન ધાર્મીક કર્મ કરવાને ઘણાજ ઉંચા પ્રકારનું અને દરેક રીતે સગવડતાવાળું અને ધાર્મીક કર્મો માટે નીર્ભયતાવાળું હતું. વળી તે ઉપરાંત પવીત્ર માણુસોનોજ નીવાસ હોવાથી કોઇ પણ જાતનું અપકૃત્ય થતું નહીં. જે મનુષ્ય વર્ગ રહેતા તેઓ દયા, નીતી, સત્ય પરાયણુજ હતા. તેઓ હીંસા કે પ્રપંચ, છળ, કપટ, અસત્ય, અનીતી, ક્રોધ, લોભ, મોહ, સ્વપ્નામાં પણ સમજતા નહીં તેમ જાણુતા નહી

કોઇ દેશનીકાલ થએલ સ્ત્રી પુરૂષ કે બાળક આવતું તેને આ ક્ષેત્રમાં પુરણ મદદ મળતી તેનું પોષણ થતું અને દરેક જાતની સગવડે વીદ્યા ભણવાનું સાધન મળવાની સાથે રૂષી માહાત્માઓના આશીર વચનો પ્રતાપે પોતાના દેશમાં જઈ પોતાના હકો મેળવી શકતા હતા આવા મહત્વનાં સુકૃત્યોનો ભંડાર આ ક્ષેત્ર હતું અને તેથી "ધર્મા-રણ્ય" એ નામથી તમામ દેશોમાં આ સ્થળ પ્રખ્યાત હતું અને તે પ્રાચીન વખતથી તે નામથી પ્રસીદ્ધ છે.

હાલ આ સ્થળે ઝાડી કે ફુલઝુંપ ઝાડો એમાંનું કાંઇ નથી પણ તે તમામ ઝાડી કપાઇ ગઈ છે અને દરેક સ્થાને વસ્તીનો ભાગ વસી ગએલ છે પરંતુ પ્રજાના આચરણો ઉપર લક્ષ નાંખીશું તો હીન્દુસ્થાનના તમામ ભાગની પ્રજાની સાથે સરખાવતાં હજુ આંહી-ની પ્રજા ઘણીજ શાન્ત દયાળુ છે અને હીંસા, પ્રપંચ, છળ કપટ વીગેરે દુરગુણોમાં બીજાના પ્રમાણમાં ઘણીજ ઓછી છે એટલુંજ નહીં પરંતુ આંહીની પ્રજા દ્રવ્યમાં સાધારણ હોવા છતાં સંતોશ વધારે માને છે. હીંસા એ શબ્દથી વધારે ડરે છે અને તેની મર-જાદા રાખે છે તે સાથે હીંસાનાં મહત્વનાં સાધનો પણ બીજા દેશો-ના પ્રમાણમાં હજુ આ તરફ ઓછાં છે. મીલો, જીનો, વીગેરેમાં નીરઅપરાધી પ્રાણીઓ મરી જવાને વધારે ભય રહેછે તેવાં સા-ધનો હજુ આંહી કવચીતજ છે આટલેથીજ બસ નથી પણ રાજય-કર્તા તરફ જોવા ચાહશો તો તેઓ સાહેબની અનહદ દયા શાન્તી ઉદારતા, સત્ય, પરાયણ અને નીતી વીગેરે સદ્‌ગુણો એટલા બધા તો સારા છે કે આપણે સદ્‌ગુણો વીશે વીચાર કરવાને અશક્ત થઇ શું રાધનપુર સ્વસ્થાનના રાજયકર્તા મુસલમાન છે પરંતુ હીન્દુ અને

મુસલમાન બેઉને એક સરખી રીતે માની ન્યાય આપે છે હીન્દુનાં ધાર્મીક દરેક કાર્યોમાં જોઈએ તે પ્રમાણે મદદ કરે છે પ્રજા પોતાનું કુંટુંબ કેમ ન હોય એમ ખરા અંતઃકરણથી માને છે આ લોહેશ્વર ક્ષેત્રને શરૂથીજ પુરણુ મદદ કરી છે અને નેકનામદાર નવાબસાહેબ બહાદુરના પ્રતાપવડે દરેક જાતની મદદ પ્રસંગોત્પાત મળવાથી આ ક્ષેત્ર દીનપ્રદીન વધારેજ પ્રખ્યાતીમાં આવ્યું છે નામદાર નવાબ સાહેબની કીમતી કદર માટે થોકબંધ દાખલાઓ છે પરન્તુ દરેક દાખલાઓ આ સ્થળે મુકવા જરૂર ધારતાં પહેલાં એકજ દાખલો મુકીશું તો બસ થશે.

લોહેશ્વર ક્ષેત્ર પાસે મુંજપુર નામનું ગામ છે જે ગામે પચીશ વર્ષ ઉપર પાણીનું મહાન સંકષ્ટ હોવાથી નોગણસર નામનું મોટું તળાવ કે જુના વખતનું હતું તે પુરાઈ જવાથી પુનઃ ખોદાવી બાર માસ પાણી ચાલી શકે તેવી સગવડ થવા તે તળાવનું ખોદણ થવા હજુર હુકમ થએલ તેમાં ખોદાણનું જે ખરચ થાય તેનાં અર્ધાં નાણાં સ્ટેટમાંથી આપવા અને. અર્ધાં નાણાં મુંજપુરની પ્રજા વર્ગમાંથી દરેક ઘર દીઠ લેવા હજુર ફરમાન હતું મુંજપુરની દરેક પ્રજા પાસેથી તે પ્રમાણે લેવા ફરમાન હતું. માત્ર શુકલનાં જેટલાં ઘર હોય તેમની પાસેથી આ વરાડ લેવા મનાઈ હતી જેના માટે મુસલમાન ફકીર વર્ગ તરફથી શુકલ વીરૂધ અરજ થઇ હતી અને શુકલ પાસેથી આ વરાડ લેવા માફી મલી છે તો અમારી પણ માફીજ ગણી વરાંડ લેવાનું મોકુફ થવું જોઇએ આ અરજ બાબત નામદાર હજુરશ્રી રૂબરૂ અરજદારોને બોલાવવામાં આવ્યા અને નીચેના સવાલો પુછવામાં આવ્યા હતા દરેક ફકીરને પુછવામાં આવ્યું કે તમોએ

કોને ત્યાં જન્મ ધારણ કરેલ તમારા મુરસદે કોને ત્યાં જન્મ ધારણ કરેલ વીગેરેમાં જયાંહાં સુધી મુસલમાન સીપાઇ (ફકીર વગરનું અન્ય) નામ ન આવે ત્યાંહાં સુધી પુછ્યું તો કોઇએ પોતેજ સીપાઇ અગર સેખ હતા અને ફકીર થયા છે કોઇ કહે કે માહારા મુરસદ સીપાઇ હતા અને ફકીર થયા અને તેને ત્યાં જન્મ ધારણ કરેલ છે આ પ્રમાણે કોઈ એક અને કોઇએ બે પેઢીથીજ ફકીર હોવાનું જણાવ્યું મુળ ફકીર વગરનું બીજુંજ નીકલ્યું પછી નીચે પ્રમાણે તેમનેજ પુછવામાં આવ્યું કે શુકલના બાપ. કોણ? તો કહે શુકલ તેમના બાપ કોણ? કહે શુકલ તેમના બાપ કોણ? તો કહે શુકલ એમ પચીશ પચાશ પેઢી સુધી પુછવામાં આવ્યું અને છેવટ સુધી શુકલ એજ નામ જણાયું ત્યારે તે ઉપરથી આગળ ચાલતાં પહેલાં ફકીરોને કહેવું પડયું કે શુકલ એ મુળથીજ પુજ્ય છે, અને તેથી તેમનો વરાડ લઈ શકાય નહીં. આ પ્રમાણેની કદર કરવાની અનહદ શકતી અને વીદ્વતા જુના વખતથીજ આ રાજયમાં ચાલ્યા આવે છે અને નીતી પ્રમાણે જે થવું જોઇએ તેજ થાય છે પક્ષકાર મુસલમાન હોવાથી ગેરવ્યાજબી લાભ મળતો નથી તેમ પક્ષકાર હીન્દુ હોવાથી ગેરવ્યાજબી નુકશાન થતું નથી.

ઇશ્વર ઇચ્છા બળવાન છે અને કુદરત ઘણીજ શકતીવાન છે જેવા રાજા તેવાજ દીવાન સાહેબોનું પણ આ રાજયમાં જોવામાં આવે છે નામદાર નવાબ સાહેબની રાજય ગાદી જયારથી આ અરણ્યમાં થઇ ત્યારથી તેઓ સાહેબની સાથે જ કાયસ્ત ગૃહસ્થ કુંટુંબ તેઓ સાહેબના વીશ્વાસુ અને સલાહકાર તરીકે આ તરફ સાથેજ આવેલ જેમાં એક પછી એક એમ દરેક પુરૂષો ચડીઆતા નીતી-

વાન અને ન્યાયનીપુણ ઉદાર થઇ ગયા છે છેવટનો એકજ દાખલો આપીશું તો બસ થશે મરહુમ ઠાકોર સાહેબ હરીલાલભાઈ અમૃતરામભાઈ મુખ્ય દીવાન હતા જેમણે બાહુબળથી રાજ્ય મેળવવા ઘણોજ વીજય મેળવેલ છે અને પ્રજાને ન્યાય આપવાની સાથે મદદ આપી છે.

નામદાર બ્રીટીશ રાજ્ય સત્તાધીસ સાહેબો સાથે તેઓનો માન મરતબો ઘણોજ આગળ પડતો હતો, અને બ્રીટીશ રાજ્યના વીશ્વાસુ અને માન્યકારી દરજ્જે તેમની જાહોજલાલી હતી. કેટલાક મોટા રાજ્યના હજુર સાહેબો (રાજા મહારાજા સાહેબો) પોતાના ખાસ સ્નેહી સલાહકારક તરીકે ગણતા, અને વખતો વખત તેઓ શ્રીને સલાહ માટે પ્રસંગોપાત આમંત્રણ કરતા હતા. તેઓ સાહેબ રાજ્યકાર કીર્દીમાં પુરી રીતે પ્રવીણ હોવા ઉપરાંત ધર્મના જબરજસ્ત સ્થંભ તરીકે ગણાતા હતા.

તેઓ સાહેબનું નામ દુર દેશાવરોમાં ઘણુંજ પ્રખ્યાત થયુ છે, અને હરીલાલ ભક્તવાળું રાધનપુર એ નામની કેટલા એક રાધનપુરને ઓલખે છે અને ઓળખાવે છે, આ પ્રમાણે ઓળખવાનું તેમજ ઓળખાવવાનું કારણ એ છે જે "ઠાકોરસાહેબ હરીલાલભાઇ હમેશાં સૂર્ય ઉદય થયા પ્રથમ સ્નાનાદીક કર્મ કરતા અને ધાર્મીક કર્મ યથા વીધી કરી સહવારના આઠ વાગે પોતાના મકાનના દ્વાર પાસે આવતા તે વખતે થોક બંધ સંત સાધુ વીગેરે યાચક વર્ગ હાજર રહેતો તેમાંના દરેકને પુછવામાં આવતું અને જેઇસમ જે માગે તે યાચક વર્ગને ઘણાજ આનંદથી આપતા હતા કપડું માગે તેને કપડું વાસણ માગે તેને તેવું વાસણ પુસ્તક માગનારને પુસ્તક

દ્રવ્ય માગનારને દ્રવ્ય ખાવાનું માગનારને ખાવાનું આ પ્રમાણે જે માણુસ જેની માગણી કરે તેમને તે પ્રમાણે આપતા હતા.

હીન્દુસ્થાનમાંથી દ્વારકાં તરફ યાત્રાએ જવાનો આ રસ્તો છે અને તેથી સંત સાધુ વીગેરેઓનું આ તરફ હમેશાં ઘણું આવવું થતું હતું. અને તેઓ ઠાકોર સાહેબ હરીલાલભાઇની સખાવતને લઇને "હરીલાલ ભક્તની જય," આવાં ખરા અંતઃકરણના ઉદ્ગારોથી રસ્તે ચાલતાં બોલતાં શ્રી દ્વારકાંધીસ સુધી જતા અને જ્યાં જાય ત્યાં "હરીલાલ ભક્તની જય" આ શબ્દો ઘડી પણ હૃદયથી વીસારતા નહીં જે મહત્વના આસીર વચનો વડે તેમજ દયા સાગર અને ધર્મ ન્યાય મુર્તી હોઈ પોતે પોતાની પાછળ દીપાયમાન વંશવેલ મુકી સ્વર્ગવાશ થયા છે.

તેઓ ઠાકોર સાહેબ શ્રીના સદ્ગુણો તરફ ધ્યાન ખેંચીશું તો એક બીજાથી દરેક ગુણો ચડીઆતા છે. આ ક્ષેત્રમાં દરેક પ્રસંગે તેઓ સાહેબે અનહદ મદદ કરી છે અને જોઇતી સગવડ પુરી પાડી છે.

મરહુમ દીવાનજી જીતાભાઇ તરફથી પણ આ ક્ષેત્રમાં મદદ મળતી હતી અને હાલમાં પણ બન્ને દીવાન સાહેબોના દીપાયમાન વંશવેલથી મદદ મળે છે તે ખાતે હમેશના માટે તેમનો ઉપકાર માનવામાં આવે છે.

આ પ્રમાણે આ ક્ષેત્રમાં વસનારા હજુ પણ ધર્મારણ્યને અનુકુળ જ છે.

બહારના કોઇ ગૃહસ્થ અગર બીજાઓ આવે છે અને આંહીની પ્રજાનો મહાન સદ્ગુણ શાન્તી જુવે છે ત્યારે તેનો અર્થ તેઓ પોતાના વીચારની સાથે સરખાવતાં બાયલાપણું અગર અજ્ઞા-

નતા છે એમ આંહીની પ્રજાને માટે અભીપ્રાય આપવા તૈઆર થાય છે ખરેખર જોઈશું તો આંહીની પ્રજા અનીતી અસત્યતા પ્રપંચ છળ કપટ માટે અજ્ઞાનજ છે અને બાયલીજ છે આવા વીષયોનું જ્ઞાન આંહીની પ્રજાને નથી.

આ બધાં કારણોથી જણાશે કે "ધર્મારણ્યના" ગુણો હજુ પણ તેના નામના પ્રમાણુમાંજ છે.

લોહેશ્વર માહાદેવનું દેવાલય શરૂઆતમાં બહુ જ નાનું હતું ઘણા લાંબા વરસોના અરસા ઉપર પાટણુથી શ્રીમાલી શુકલ એ આવી. દેવાલય વીગેરે સુધરાવ્યાં અને ઉપદેશક તરીકે કાર્ય હાથમાં લીધું મેળાઓની પેદાશ કરવાની યોગ્ય ગોઠવણ કરી અને તે મેળાની જે ઉપજ આવે તે પાટણના વૈશ્નવ વાણીઆ ઉમેદશંકરના વંશજો પાસે રખાવી યોગ્ય પ્રસંગે તેનો ઉપયોગ્ય કરવામાં વાપરવા માંડી આ પ્રમાણે થતાં જુના વખતના કુંડો જીર્ણ થવાથી લોહેશ્વર ક્ષેત્ર-માં તે પ્રસંગે વાગડના તેમજ અન્ય સ્થળોના પ્રખ્યાત રાજપુતો મરણ જતાં તેમના દરેકના પથ્થરના પાળીઆ ચોડવામાં અને રા-ખવામાં આવતા તેથી તેવા પથ્થરના પાળીઆઓ ઘણા હતા તે તમામને જમીનમાંથી ખોદી કાઢી તે પાળીઆવતી કુંડોને ઉદ્ધાર કર્યો અને સુધરાવ્યા.

જે પાળીઆઓ હતા તે ઘણા ચમત્કારીક અને શુરવીર હતા લોહેશ્વર ક્ષેત્રમાં રાતના દશ વાગ્યા પછી કોઇ બહાર નીકળી શકતું નહીં, દીવસે પણ એકલા માણસથી પાળીઆ આગળ જઇ શકાતું નહીં. પરંતુ શુકલો સામે પાળીઆઓનું કાંઇ ચાલ્યું નહીં તેમ ચાલે તેમ નોહોતું તેથી પથ્થરના કામે જવું પડયું અને લોકોને ભય

ઓછો થયો પાળીઆઓ જે રાજપુતોના છે તેઓના વંશને ચીઠીઓથી તેમજ સ્વપ્નમાં હકીકત જણાવા ઉપરથી ઘી સીંદુર ચડાવી જવા ફરજ પડી અને તેથી તેઓ કુંડોના દરેક પગથાએ ઘીસીંદુરનો એકેક ચાંડલો સુચના પ્રમાણે કરી જાય છે.

ઉમેદશંકરવાળાને ત્યાં છેવટના ભાગમાં પૈસાનો ગેરઉપયોગ થયો અને તેઓના કુંટુંબની ઘણીજ પડતી દશા આવી ક્ષેત્રમાં દેવાલય પણ નીંચું અને સગવડતાવાળું નહીં હતું. વલી હરીહર મદીર જયાં હતું તે કીલ્લાની સ્થીતી પણ જીર્ણ થઇ હતી તેથી કીલ્લામાં પ્રથમ પ્રમાણે હરીહર મંદીર બનાવવા તેમજ કીલ્લો સુધરાવવા અને દેવાલયનો જીર્ણોદ્ધાર વીગેરે કાર્ય કરવાની જરૂર જણાયાથી વ્યવસ્થાપક શુકલ પ્રાણજીવને તે વીશે ઘણીજ ઇન્તેજારી રાખી પૈસા મેળવી દેવાલય ઉંચું કરાવવા આગળ મંડપ કરાવવા કીલ્લો સુધરાવવા અને કીલ્લા અંદર પ્રથમ પ્રમાણે હરીહર મંદીર બનાવવા ધર્મશાળાઓ ખંતથી દુરસ્ત કરાવવા મેહેનત લીધી અને તેથી કાંઇ પણ શીલીક નહી હોવાથી સદરહુ પ્રમાણે દુરસ્ત કરાવંવા માટે પોતાની જીંદગીનો ભોગ આપવા માંડયો.

ઉમેદશંકરવાળાનો હીસાબ તપાશી જે નાણાં લેહેણાં નીકળ્યા તે પેટે ઉમેદશંકરવાળાની દુકાન શ્રીમાહાદેવ ખાતે લીધી. ચોપડાઓ પોતાના કબજામાં લઇ પૈસા ભેગાકરવાની મેહેનતમાં આમતેમ અન્ય સ્થળે જવામાં શ્રદ્ધાળુ સજજનોને ઉપદેશ દેવામાં અને શ્રીમાદેવજીના કાર્યમાં પોતાની જીંદગી ગાળવા માંડી.

તમામ ધર્મશાળાઓ જીર્ણ થઇ ગઇ હતી અને નાશ થવાની સ્થીતીમાં આવી હતી. જેથી ધર્મશાળાઓ સુધરાવી ત્યાર બાદ બહાર

ગામોમાં ફરી શુકલ પ્રાણજીવને જે પૈસો ભેગો કર્યો તેમાંથી દેવાલય આગળ મંડપ નહી હોવાથી મંડપ બનાવ્યો અને દેવાલય નીચું હતું તેથી ઉંચું બનાવરાવ્યું અને શીવાલય અંદર આરસ નંખાવ્યો તેમજ કુંડો અંદર જોઇતો સુધારો કર્યો અને ધર્મશાળાઓની બાજુમાં બેચાર મકાનો નવાં બનાવ્યાં.

બાદ ધર્મશાળા એક વધારે કરવાની જરૂર જણાયાથી પાટણના તે હાલ રાધનપુરના માજી મુનસફ અને ફર્સ્ટકલાશ માજીસ્ટ્રેટ સાહેબ સુખરામભાઈ વીઠલરામભાઇની નાણાં સંબંધી મદદ લઇ વ્યવસ્થાપક શુકલ પ્રાણજીવને શીવાલયથી દક્ષીણ તરફ હરીહર કીલ્લામાંથી નીકળતાં સામેજ એક ધર્મશાળા અને બે ઓરડીઓ તથા એક રસોડું બનાવ્યું જે ધર્મશાળા ઉપર હાલ લોઢાનાં પતરાં છે.

હરીહર કીલ્લાઅંદર પ્રથમ મધ્યમાં શીવાલય અને ગયાગદાધર ભગવાન એમ બન્ને મુર્તીઓનાં દેવાલય હતાં તેથી કીલ્લો હરીહર એ નામથી ઓળખાય છે હરીહર કીલ્લો ઘણો જુના વખતથી પ્રાચીન છે આ સ્થળે હરીહર કીલ્લા અંદર માહાત્માઓ મુનીઓ અને રૂષીઓ નચીન્ત પણે ભજન કરતા હતા કારણ કે ચોતરફ ઝાડી હોવાથી ત્યાં કોઈ આવી શકતું નહીં.

કીલ્લા અંદર હરીહર મંદીર શ્રી રામચંદ્રજીના હાથથી બનેલ હતું તેમજ કીલ્લો પણ શ્રી રામચંદ્રજીના હાથથી બનેલ છે અને હરીહર મંદીરમાં પ્રતીષ્ટા પણ શ્રી રામચંદ્રજીના હાથથીજ થએલ હતી પરંતુ પાછળથી કેટલા એક સંયોગોથી હરીહર મંદીરમાં સ્પર્શાસ્પર્શ થવાના ભયથી હાલ જ્યાં શીવાલય છે ત્યાં શીવસ્થાપન કરવામાં આવ્યું અને શ્રી ગયાગદાધર ભગવાનને કુંડ ઉપર પધરાવવામાં આવ્યા બાદ દેવાલય જીર્ણ હોવાથી પડી ગયું જે પડી ગએલ દેવાલયનો આકાર સંવત ૧૯૬૨ ની સાલ સુધી બરાબર રહેલ હતો.

કીલ્લો તદન જીર્ણ થયો હતો જેથી વ્યવસ્થાપક શુકલ પ્રાણજીવને મોટી રકમ કીલ્લામાં ખરચી દુરસ્ત કરાવ્યો અને તેના અંદર હરીહર મંદીર પ્રથમ પ્રમાણે બનાવવાની તજવીજમાં અને તે માટે નાણાં મેળવવામાં યોગ્ય પ્રયાસ કરવા માંડયો ઇશ્વર ઇચ્છાથી નેકનામદાર નવાબ સાહેબના પ્રતાપવડે નામદાર હજુરકોર્ટથી સદરહુ જીર્ણોદ્ધાર માટે લોટરી કાઢવા પરવાનગી મળી અને માનવંતા ઠાકોર સાહેબ ચંદુલાલભાઈ હરીલાલભાઇની પૂર્ણ મદદવડે યોગ્ય રકમ લોટરીમાંથી મલી જે નાણાં આવ્યા બાદ હરીહર કીલ્લા અંદર હરીહર મંદીર અને તે મંદીરના ચોકમાં સાતસોં પખાલો પાણી માય તેવું ટાંકુ એક વ્યવસ્થાપક શુકલ પ્રાણજીવને દીવસ રાત કડીઆઓ પાસે હાજર રહી તૈયાર કરાવ્યું.

વ્યવસ્થાપક પ્રાણજીવને આ ક્ષેત્રમાં કાર્ય હાથમાં લીધા પ્રથમ મેળાની ઉપજ દર વરસે રૂ ૩૦૦) ત્રણસો રૂપીઆ થતી હતી પણ તેમના ઉપદેશવડે અને મેળા અંદર જોઇતી સગવડો કરી આપવાથી તેમજ મેળામાં આવનાર ગૃહસ્થોને દરેક પ્રસંગે યોગ્ય સુચના કરવાથી મેળાની ઉપજ દરવરસે રૂ. ૫૦૦ થી રૂ. ૭૦૦ સુધી થવા માંડી છે.

આ ક્ષેત્રમાં ઢોરને પાણી પીવાને કે પાવાને કાંઇપણ સગવડ હતી નહીં જેથી એક પીયાવાવાળો મજબુત કુવો બંધાવવાની યોગ્ય તજવીજ કરવા સારૂ મેળા અંદર ટીપ કરવાની યોગ્ય ગોઠવણ કરી શુકલ દેવશંકર નરભેરામ તથા શુકલ જાદવજી પ્રલ્હાદ એ બન્ને જણાઓ મેળા અંદર દરેક ગૃહસ્થ પાસે સદરહુ ટીપનો ખરડો બતાવી અંદર યોગ્ય રકમ મંડાવી પાટણના જડીઆ સોની

મગનલાલ પાસે ગયા તે વખતે સદરહુ જડીઆને કાંઇપણુ સંતાન હતું નહીં પોતાની વય સીતેર વર્ષની થવા આવી હતી અને તેથી પ્રથમ વરસેજ સંતાનની આશાથી યાત્રાએ આવ્યા હતા તેઓની પાસે આ ખરડો જ્યારે રજુ થયો ત્યારે રૂ. ૧૦૦) આસપાસ રકમ ખરડા અંદર મંડાએલી હતી જે વાંચી તમામ ખરડો ફાડી નાંખ્યો અને મજકુર ગૃહસ્થે પોતાના તમામ પૈસાથી એક કુવો જોઇએ તેવી સગવડતાવાળો બનાવવા પરવાનગી આપી અને તેનાં નાણું જે થાય તે પોતાની પાસેથી મંગાવી લેવા કહ્યું તે ઉપરથી તેમના તરફથી તળાવ અંદર તલાવથી દક્ષીણ બાજુએ એક બાંધલીઓ કુવો બનાવવામાં આવ્યો છે અને તેજ પ્રથમ વરસે સદરહુ જડી-આની સ્ત્રીને પુત્ર પ્રસવ થયો કે જે પુત્રની ઉમર હાલ વીસ વરસ ઉપરાંતની છે અને તે જેઠાલાલ નામથી હાલ છે સદરહુ કુવાને પીયાવો કુંડી વીગેરે પણ તેમના જ પૈસાથી બનેલાં છે સદરહુ જડીઆ જેઠાલાલ મગનલાલ આ ક્ષેત્રમાં વખતો વખત આવે છે અને મદદ કરે છે.

આ ક્ષેત્રમાં લાલગર નામના એક અતીતે જીવતાં સમાધ લીધી છે અને તે હજુ પોતાની અસલ સ્થીતીનો દેખાવ ઘણી મરત-બે લોકોને આપે છે વળી પ્રેતોને ખરેખરો ઉપદેશ આ લાલગર બાવો આપે છે અને જે લોકો ને ભુત, પીશાચ વીગેરેની નડતળ હોય છે તેમને આ લાલગર બાવો સખત શીક્ષા કરી ભુતજન વીગેરે વળગાડને લોકોના શરીરમાંથી કાઢી મુકે છે અને દરેક પ્રાણીને શાન્તી આપવા ક્ષેત્રમાં ફર્યા કરે છે.

કશ્યપરૂષીને દીતી અને અદીતી એ પ્રમાણે બે પ્રકારની સ્ત્રી-ઓ હતી દીતી, સાયંકાલ વખતે સંભોગ માગતી તેથી તેમના

પુત્રો રાક્ષસ દૈત્ય થતા હતા અને અદીતીના પુત્રો દાનવો થતા હતા. સનતકુમારના શ્રાપથી જય-વીજયને કશ્યપરૂષીને ત્યાં દીતીના પેટ જન્મ ધારણ કરવો પડયો હતો અને તેથી જય હીરણ્યકશ્યપુ અને વીજય હીરણ્યાક્ષ નામથી બે પુત્રો થયા હતા હીરણ્યકશ્યપુના પુત્ર પ્રલ્હાદ અને હીરણ્યાક્ષના પુત્ર રકત્તાક્ષ થયા હતા. વારાહ અવતારમાં ભગવાને હીરણ્યાક્ષને મારેલ છે અને નૃસિંહ અવતારમાં નૃસિંહ ભગવાને હીરણ્યકશ્પુને મારેલ છે જેનું વૈર લેવા સારૂ હીરણ્યાક્ષના દીકરા રકતાક્ષે શીવને પ્રસન્ન કરવા માટે ધર્મારણ્ય ક્ષેત્રમાં મહાનતપ કર્યું અને તેથી લોહ જેવો મજબૂત થવા અને કોઇથી નહીં મરવા મતલબથી મોક્ષ અધીકારી શ્રીશંકરે વચન આપ્યું જેથી રકતાક્ષ લોહ જેવો મજબૂત થવાથી શ્રી વિશ્નુ ભગવાન સાથે લડવાને તૈયાર થયો હતો અને તે લડાઇના અન્ત્યે રકતાક્ષને શીવપુજન કરવાની જરૂર પડવાથી ત્યાં નજીકમાં શીવાલય નહીં હોવાથી લોઢાની લાકડીના ડંડને સ્થાપી શીવમાની શીવપુજન કર્યું અને પાછળથી તે શીવનું શ્રી વિશ્નુ ભગવાને પણ પુજન કરવાથી તે લોઢાના ડંડમાંથી શંકર પ્રગટ થયા છે જેથી શ્રી લોહેશ્વર શંકર નામ પડયું છે લોહમાંથી શંકર પ્રગટ થવાને લીધે લોહેશ્વર શંકર નામ પ્રગટ પ્રાચીન વખતથી થએલ છે અને તે શ્રી વિશ્નુ ભગવાનના પ્રેમ પુજનના અન્ત્યે આ પ્રમાણે આ લોહેશ્વર શંકર પ્રગટ થયા અને રકતાક્ષની માગણી ઉપરથી ત્યારથી શ્રી વિશ્નુ ભગવાન તથા શંકર ત્યાં રહેલા છે અને પ્રાણીમાત્રનું દરેક કાર્ય ભાવી ભકતોનું કરે છે, પ્રેતનો મુકતી કરે છે. પીતૃ તથા માતૃ બન્ને શ્રાદ્ધ આંહી થાય છે અને તેથી બન્નેનો આંહી મોક્ષ થાય છે. પુત્ર ઇચ્છનારને પુત્ર

આમ થાય છે રોગી માણસ આવે છે તો તે રોગથી મુક્ત થાય છે. કોઇપણ જાતનું કાર્ય ઇચ્છનાર આવે છે તો તેનું ઇચ્છીત કાર્ય સફળ થાય છે. ભુત-જન-પીશાચ-ડાકણ તો તે આંહી આવવાથી દુર નાસી જાય છે.

દર અમાંસે પૂર્ણભાવથી કોઇ ભક્ત આવે અને તેવી એકવીશ અમાસ બરાબર આવે તો છેવટે શ્રીશંકર અને શ્રી વિશ્નુ ભગવાનના પૂર્ણ રીતે દર્શન થાય છે આ ક્ષેત્રમાં જુના વખતના થોકબંધ ચમત્કારીક દાખલાઓ હજુ પણ બન્યા કરે છે આ ક્ષેત્રમાં આવનાર દરેક માણસ અનેક દુઃખથી મુક્ત થાય છે.

જય-વીજય પ્રથમ આ પ્રમાણે હીરણ્યકશ્યપુ અને હીરણ્યાક્ષ થયા બાદ તેઓજ કુંભકરણ અને રાવણ થયા ત્યારબાદ દંતવક્ત્ર તથા શીશુપાલ થયા અને તે અવતારમાંથી તેઓ બન્ને મુક્ત થઇ મોક્ષ થયા છે.

આ ક્ષેત્રના જીર્ણોદ્ધાર માટે લોટરી કાઢવામાં ઠાકોર સાહેબ ચંદુલાલભાઇ હરીલાલભાઇએ તથા વડનગરા નાગર ગૃહસ્થ કે જેઓ રાધનપુર સ્ટેટમાં માજી હજુર ઓફીસ સુપ્રીન્ટેન્ડેન્ટ અને ટ્રેઝરી ઓફીસર સાહેબ જયસુખરામભાઇ લક્ષ્મીરામભાઇએ અને ઉમરેઠના ખેડાવાળ ગૃહસ્થ કે જેઓ ચીફ મેડીકલ ઓફીસર સાહેબ અને પ્રાઇવેટ સેક્રેટરી સાહેબ મંછારામભાઇ આશારામભાઇએ પૂર્ણ મદદ કરી છે જેથી તેઓનો તેમજ રાધનપુર સ્ટેટના તમામ ઓફીસર સાહેબોએ મદદ કરી છે અને કરે જાય છે તેથી તેમનો આ સ્થળે ઉપકાર માનવામાં આવે છે આ સ્ટેટના માજી ટ્રેઝરી ઓફીસર સાહેબ હાલ માળીઆ (કાઠીઆવાડ) માં દીવાન સાહેબ જયસુખરામભાઇ લક્ષ્મી

રામ ભાઇ છે અને તેઓ ત્યાં રહીને પણ આ ક્ષેત્રને યોગ્ય મદદ કરે જાય છે.

રાધનપુર સ્ટેટના જ્યુડીસીઅલ આસીસ્ટંટ સાહેબ ફ્નસલકર દતાત્રયનાગેશ એ આક્ષેત્રમાં શતીના પાળીઓ ખુલ્લી રીતે હતા તે જોવાથી તે શતી માટે યોગ્ય રકમ ખરચ કરી દેરી બનાવી છે.

નેક નામદાર નવાબ સાહેબની આ ક્ષેત્રઉપર પૂર્ણ મદદને જોઇને દરેક વૈશ્નવ અને સ્માર્ત ઓરીસર સાહેબો દરેક જાતે મદદ કર્યા કરે છે.

આ ક્ષેત્રમાં મદદ કરનારના કલ્યાણ માટે હમેશાં પ્રાર્થના થયા કરે છે.

આ ક્ષેત્ર માટે વીરૂધ વર્તન કરનારને પરીણામે માથામાં કીડા· પડી પ્રેતયોનીમાં (નર્કયોનીમાં) જવું પડે છે અને આક્ષેત્રના પ્રેતના અધીકારી હમેશાં પ્રાત:કાલે શંકર પાસે વીરૂદ્ધ વર્તન કરનારને પ્રેત યોનીમાં મોકલો એમ પ્રાર્થના કર્યા કરે છે.

નેક નામદાર ઈંદોર માહારાજ સાહેબ તરફથી પ્રતીવારસીક ગંગોત્રીથી જળ ( ગંગાજળ ) ની કાવડ અને ભેટના નગદ રૂપીઆ આવે છે તે ખાતે તેઓ નામદાર સાહેબનો હમેશના માટે ઉપકાર માનવામાં આવે છે અને મહાશીવરાત્રીના રોજ સદરહુ ગંગાજળ શ્રી લોહેશ્વર માહાદેવજીને ચઢાવી તેઓ સાહેબના ભલાના માટે પ્રાર્થના ગુજારવામાં આવે છે.

લી. કર્તા.

**શુક્લ હરિલાલ જાદવજી વકીલ.**

વ્યવસ્થાપક શ્રી લોહેશ્વર માહાદેવ.



# માહાત્મ્ય રહસ્ય.

## વીભાગ ૧.

શીવ એનો અર્થ માત્ર કલ્યાણ થાય છે કલ્યાણને સર્વેએ ઇચ્છવું એ દરેક ધર્મમાં સ્હમજાવેલું છે. સ્માર્ત ધર્મનું મુખ્ય રહસ્ય નીતી, સત્ય અને દયા ઉપર આધાર રાખે છે. નીતી-સત્ય અને દયા પણ દરેક ધર્મમાં હોવુંજ જોઇએ. ધર્મમાં નીતી-સત્ય અને દયા નથી એને ધર્મ કહેવો કે કેમ એ દરેક ઇશમ સમજીશકે તેમ છે.

નીતી-સત્ય-દયા માનીને કલ્યાણને ઇચ્છવું એ દરેક ધર્મોમાં મુખ્ય હોવુંજ જોઇએ, અને તેવા દરેક ધર્મો સ્માર્ત છે અને શીવને માનનારા છે એમ. જાણવુંજ જોઇએ છતાં પણ કેટલાએક શીવ, અર્થાત કલ્યાણથી નાસતા ફરેછે એવા મનુષ્યો પણ ઘણા નજરે પડે છે શીવ અર્થાત કલ્યાણના દેવાલયથી દુર નાસતા ફરેછે. શીવ અર્થાત કલ્યાણ નામથી પણ કેટલાએક નાસતા જોવામાં આવે છે પૂર્વનાં વીચીત્ર કર્મોને લઇને શીવસ્મરણ થવું દુરલભ થાય છે. શીવસ્મરણ થાય તો સ્મરણ કરનાર મનુષ્ય-દયા, નીતી, અને સ-ત્યના રસ્તે જાય છે અને તેના પરીણામથી મોક્ષાભિલાષી થવાય છે.

પૂર્વનાં ઉતરતાં કર્મો હોઇ કેટલાએક મનુષ્યોને શીવસ્મરણ સુઝતું નથી અને તેથી તેઓ–દયાથી નીતીથી અને સત્યથી રહીત રહે છે.

સ્માર્ત ધર્મ શીવાય બીજા દરેક ધર્મો અને પંથો જોશો તો આપણને જણાશે કે તે તે ધર્મો અને પંથોનીનીંદા બલકે હીણતા કરેલ હોય છે સ્માર્ત ધર્મમાં તે પ્રમાણે નથી, દરેક ધર્મોને સરખી નજરથી સ્માર્તધર્મ જુવે છે. સ્માર્તધર્મમાં કેટલેક ઠેકાણે એ મહત્વનો ઉદેશ છે કે નીંદા એ નીચમાં નીચ કર્મ છે, આથીજ જણાશે કે સ્માર્તધર્મનું મુળ રહસ્ય દૈવી શકતીને માનનારૂં છે બ્રહ્મપણું સ્માર્ત-ધર્મમાંજ છે,

કેટલાએક મનુષ્યો કલ્યાણ (શીવ) ને ઇચ્છે છે અને કહે છે કે શીવને અમે માનતા નથી આ કેવું ઠગપણું અસત્યતા અને મુર્ખતાપણું કહેવાય. મનુષ્ય માત્ર કલ્યાણને ઇચ્છે છે અને તે શી-વને માને છે છતાં પ્રમાદને લઇને વીશેષમાં કહો તો પૂર્વનાં હીણ કર્મોને લઇને કલ્યાણથી નાસતા ફરે છે.

સ્માર્તધર્મની મુખ્ય પ્રાર્થના વેદ અને ઉપનીષદ્ છે વેદનો અર્થ જ્ઞાન થાય છે અને વેદાંત એટલે જ્ઞાનનો છેવટનો ભાગ થાય છે. ઉપનીષદો એ વેદાંતના ગ્રંથો છે વેદ અને વેદાંતનું તત્વબીંદુ "ઓમ્" છે અને તે ઓમને સર્વ પંથો અંતઃકરણથી પુજ-નીય ગણે છે. હીન્દુ મુસલમાન ક્રિશ્ચન, સર્વે પ્રાર્થનાની અન્તે શબ્દ બોલે છે મુસલમાન ધર્મમાં જો કે એમેન શબ્દ બોલતા નથી પણ તેઓના ધર્મમાં પ્રાર્થનાનો અન્તે "આહમીન" બોલે છે, એમેન અને આહમીન શબ્દ જયારે વાચા વીરમે છે. શબ્દોનો ઉ-

ચ્ચાર કરવો બંધ પડે છે આત્મામાં ભળે છે ત્યારેજ બોલાય છે હૃદયોર્મિ જેટલી હોય તેટલી સ્ખલિત થયાપછી જયારે પ્રભુમાં આપણે મળી જઇએ છીએ ત્યારે આ શબ્દોચ્ચાર કરીએ છીએ. અવાચ્ય અગમ્ય અતર્ક્યને જ્હારે પોચાય છે ત્હારેજ આ ઉચ્ચાર સ્વાભાવિક રીતે થાય છે હવે "એમેન" શું છે? માત્ર ઓમ્ જ છે બીજું કાંઈ નથી એમેન કે આહમીનનો અર્થ વાચાનો અન્ત, વેદાન્ત એમજ થાય છે વેદાન્ત એટલે જ્ઞાનનો છેવટનો ભાગ યા છેડો વાચાનો અન્ત.

તાંત્રીક-'ઓમ્ શબ્દને જુદી રીતે સમજાવે છે શૈવો જુદી રીતે સ્હમજાવે છે, વૈષ્ણવો જુદી રીતે સ્હમજાવે છે અને બીજા હીન્દુ ધર્મો ભીન્ન ભીન્ન પ્રકારે જણાવે છે પણ તેનો જે અર્થ અહી કહેવામાં આવે છે તે સર્વ માન્ય છે.

ઓમ્‌માં અ. ઉ. મ્ આવેલા છે. અ ઉચ્ચાર વેદાન્ત પ્રમાણે જડ જગતનું ભાન કરાવે છે જાગૃતાવસ્થામાં જે જગત્ જણાય છે. ત્હેનું ભાન કરાવે છે પ્રત્યક્ષ સંસારને સ્થળે વપરાય છે.

સ્વપ્નાવસ્થા સર્વ અનુભવોને 'ઉ' અક્ષરથી દર્શાવાય છે દૃષ્ટા અને દૃશ્ય એબે એજ અક્ષરથી જણાવાય છે માનસિક કે સૂક્ષ્મ સંસાર, સ્વર્ગ, નરકને ભૂત પિશાચના જગતને "ઉ" અક્ષરની સંજ્ઞા આપવામાં આવે છે.

મ્ અવિજ્ઞાત સંસાર દર્શાવે છે જાગૃત કે સુષુપ્તિ અવસ્થામાં જે સંસાર અવિજ્ઞાત છે ત્હેને મ્ ની સંજ્ઞા આપેલી છે કે બુદ્ધિ જેહેને જાણી શકતી નથી ત્હેવા સંસાર ને મ્ ની સંજ્ઞાથી ઓળખાવાય છે, આ રીત્યે "ઓમ્" ત્રણે પ્રકારના સંસારને ઘેરી લે છે.

સંસાર કેવળ અસત્ય છે પરંતુ જ્યાંહાં સુધી અજ્ઞાન છે ત્યાંહાં સુધી તે સ્હમજાઇ શકાતું નથી. વીચાર કરો કે સ્વપ્નાવ-સ્થામાં જ્યાંહાં સુધી સ્વપ્નાવસ્થા રહે છે ત્યાં સુધી સ્વપ્નામાં દેખાતો દેખાવ અને તે વખતનો પ્રકાર તમામ આપણને સત્ય ભાસે છે. અને જાગૃત અવસ્થા તે વખતે હોતી નથી, આપણે સ્વપ્નાવસ્થામાં સ્વપ્નાનેજ ખરૂં માનીએ છીએ અને જાગૃત અવસ્થાની હકીકત યાને સ્થીતી છેજ નહીં એમ જણાય છે અને જ્યારે જાગૃત અવ-સ્થા હોય છે ત્યારે સ્વપ્નાવસ્થા ખોટી માનીએ છીએ અને તે સ્થીતી હોતી નથી. અર્થાત્ જાગૃત અવસ્થામાં સ્વપ્નાવસ્થા ખોટી છે એમ જણાય છે અને સ્વપ્નાવસ્થામાં જાગૃતવસ્થા ખોટી જણાય છે આજ પ્રકારે જાગૃતવસ્થાથી સ્વપ્નાવસ્થાને આપણે ખોટી કહીશું તો પછી સ્વપ્નાવસ્થાથી જાગૃતવસ્થાને પણ ખોટી કહેવી જોઇએ અને તે પ્રમાણે બેઉને ખોટી કહીએ તો કેવળ જડ જગત્ અસત્ય છે.

વનસ્પતી સર્વત્ર સુષુપ્તી અવસ્થા ભોગવે છે ને પ્રાણીઓ સ્વ-પ્નાવસ્થામાં છે તેમના અનુભવ પ્રમાણે જગત્ અસત્ય છે જગત તેમને કોઈ જુદાજ પ્રકારનું જણાય છે તો તેમનો અનુભવ શા સારૂ ધ્યાનમાં ન લેવો. આપણને જગત્ જે પ્રકારે દેખાય છે તેથી કીડીને, હાથીને અને તેવાં બીજાં પશુ પક્ષી અને જીવ જંતુને જુદાજ પ્રકારે દેખાય છે, આ પ્રમાણે દરેક વીચારો કરતાં જડ જગત્ કેવળ અસત્ય છે આપણને મનુષ્યનોજ અનુભવ અને તેમાં પણ જાગૃતવસ્થાનોજ અનુભવ ધ્યાનમાં લેવો એમ એક તરફી કહેવાને હક નથી.

'ઓમ્' નું ધ્યાન અને સ્મરણ કરતી વખતે ઈશ્વરમાંજ ધ્યાન પરોવવાનું છે પોતેજ ઈશ્વર છે એ ભાન કરવાનું છે એ ત્રણે જગત પેદા કરનાર છે ને નાશ કરનાર પણ તેજ છે એમ સૂર્યના રંગો દીવસમાં અનેક થાય છે સંધ્યાકાળે અને પ્રભાત સમયે રંગ જુદા હોય છે અને પાછા તેજ સમાવી દે છે તેજ પ્રમાણે આ રહસ્ય પણ તેવું જ છે.

સ્વપ્નાવસ્થામાં ભુત પિશાચ, વાઘ, હાથી, વીગેરે ફાડી ખાનાર પશુઓ જુઓ છો અને ચોર વીગેરે જોઇ ડરો છે પરંતુ તેમાંનું કાંઇ હોતું નથી પણ ત્હમે પોતેજ હોછો, અને તમો પોતેજ પોતાના વીચારને તે પ્રમાણે જોઇ ડરો છો તેજ પ્રમાણે જાગૃતવસ્થામાં પણ છે મીત્ર દુશમન પણ તમે પોતેજ બનો છો તમે પોતે દરેકથી સમાન્યપણું રાખશો તો તમને સર્વ સમાન્યપણે જોશે તમો શત્રુપણે બીજાને જોશો તો તમને તે શત્રુપણે જોશે તમો મીત્રપણે ઇચ્છશો તો તે પણ તમને મીત્રપણે ઇચ્છશે અર્થાત્ તમો પોતેજ મીત્ર શત્રુ વીગેરે બનો છો અને તમે પોતેજ તે છો.

ગએલા દીવસનાં કૃત્યો બીજા દીવસે જણાતાં નથી પણ તે સ્વપ્નવત તુલ્ય ભાસે છે આ પ્રમાણે એક દીવસનું કૃત્ય બીજા દીવસે જાગૃતવસ્થામાં અસત્ય જણાય છે. તેજ પ્રમાણે જાગૃતવસ્થા તદ્દન ખોટી છે અને અસત્ય છે પરંતુ સત્ય તમારો આત્માજ છે અને તે ત્હમે પોતેજ છો તમો આત્માને ઓળખવા પ્રયત્ન કરો.

વેદાન્ત કહે છે કે તમારા આત્મ સુખનું કામ ત્હમારૂંજ છે બીજા કોઇથી તે કામ થઇ શકે તેમ નથી જગતની તૃષ્ણાઓ તમોને બંધન કરનાર છે જગતની તૃષ્ણાઓને તમો ત્યાગ કરો છોડી

દ્યો પછી જુઓ કે તમે કોણ છો દરેક મનુષ્ય અંતઃકરણથી માને છે કે પોતાનો મોક્ષ થનાર છે આથીજ સાબીત થાય છે કે આત્મા પવિત્ર અને પાપ રહીત છે આ સર્વ માન્યપણે દરેકને કબુલ જ કરવું પડશે મનુષ્ય સ્વભાવથી પાપી નથી. મનુષ્ય રીતે ઇશ્વરજ છે જો મનુષ્ય ઇશ્વર ન હોય તો જગત્માં કોઇ દીવસ મહાન સાધુ મહાત્માઓ થાયજ નહી.

માહાત્માઓ હમેશાં પ્રણવમંત્ર 'ઓમ્'નો ઉચ્ચાર રાતદીવસ કર્યા કરે છે વેદ અર્થાત્ જ્ઞાનનું તત્વમાં તત્વબીંદુ ઓમ્ છે ઓમ્ ને ઘડી પણ વીસારી શકાય તેમ નથી.

કેટલીક ચીજો એવી છે કે જેનું નામ દેવાથી તેનાં રજકરણો લાગે છે દાખલા તરીકે આંબલી, લીંબુ એ નામનો માત્ર ઉચ્ચાર કરવાથી જ મોમાં પાણી છુટે છે તે પ્રમાણે પ્રણવ મંત્રનો "ओम्" નો ઉચ્ચાર પણ તેવી જ રીતે છે અને તેની અસર પણ તેજ પ્રમાણે થાય છે.

હજારો ગાઉ ઉપર અમુક બનાવ બનેલ હોય કે જોવાને પણ આપણે અશક્ત હોઈએ પરંતુ તે બનાવની વીગતવાર હકીકત્ત કાગળમાં લખાઈ આવવાથી તેની અસર આપણને તુરત જ થાય છે તે પ્રમાણે "ओम्"ની અસર પણ માત્ર સ્મરણથી જ થાય છે.

મૃત્યુ માત્ર જડ શરીરથી જુદા પડવું છે આત્મા જડ શરીરથી જુદો પડે છે તેને મૃત્યુ કહેવામાં આવે છે જેમ. જડ શરીર કપડાં બદલાવે છે. તેમ આત્મા જડ શરીર બદલાવે છે મનુષ્ય જે કપડું પહેરતો હશે તે કાળેકરી ફાટી જાય છે ત્યારે તે કપડાને ફેંકી દઇ બીજું કપડું બદલાવીએ છીએ તેજ પ્રમાણે આત્મા પણ

કપડાં માફક પુદગળ ( શરીર ) બદલાવે છે જેને આપણે મૃત્યુ કહીએ છીએ. આથી જણાશે કે આત્માનું મૃત્યુ થતું નથી પણ પુદગળથી આત્મા જુદો પડે છે તેને આપણે મૃત્યુ કહીએ છીએ.

દરેક પ્રાણી માત્રમાં આત્મા એક જ છે દાખલા તરીકે દીવસે સો પાણી ભરેલાં પાત્રો તડકે રાખો અને પછી જુવો દરેક પાત્રમાં સૂર્યનું પ્રતીબીંમ જણાયા વગર રહેશે નહી અને તે પ્રમાણે જોતાં સો સૂર્ય આપણને માલુમ પડશે પણ ખરી રીતે તેમ નથી માત્ર સૂર્ય એકજ છે તેજ પ્રમાણે ચૈતન્ય પ્રતીબીંમ દરેક પ્રાણી માત્રમાં છે ચૈતન્ય પ્રતીબીંમ તેજ આત્મા.

સુક્ષ્મશરીર—શરીર ( પુદ્ગલ ) અને આત્મા એ ત્રણે જુદાં જુદાં છે સુક્ષ્મ શરીર ઇચ્છાઓ વાસનાઓ લાલસાઓ, તૃષ્ણાઓ વીચારો અને લાગણીઓનું બને છે. શરીર યાને પુદ્ગલ પંચતત્વથી બને છે. પ્રથમ પંચતત્વોથી પુદ્ગલનો ભાગ તૈયાર થાય છે તેમાં ચૈતન્યરૂપી આત્માનું પ્રતીબીંબ પડે છે અને તેમાં સુક્ષ્મ શરીર જોડાય છે તેને પ્રાણી કહેવામાં આવે છે આત્મા ( ચૈતન્ય ) પુદ્ગલ છોડીને જાય છે ત્યારે સુક્ષ્મ શરીર જુદું પડે છે અને તેવું સુક્ષ્મ શરીર અસરગતીને પ્રાપ્ત થાય છે તેને એટલે સુક્ષ્મ શરીરને કરેલા કાર્યો અને લાલસાને પરીણામે અસરગતી થાય. તેનો ઉદ્ધાર થવાને આ લોહેશ્વર તીર્થ કે જે ધર્મારણ્યમાં આવેલ છે તે સમર્થ છે. આવા અસરગતીના પરીણામે તે પોતાના કુટુંબીઓને નડે છે સંતાનની હરકત કરે છે અને સદ્ગતી થવા માટે વારંવાર પોતાના કુટુંબીઓ તરફ સુક્ષ્મ શરીર પોકાર કરે છે જેથી અસરગતી થએલ સુક્ષ્મ શરીર માટે અવશ્ય ધર્મારણ્ય ક્ષેત્રમાં લોહેશ્વર સન્મુખ આ-

વવું અને પીતૃ-માતૃનું ગયા શ્રાદ્ધ કરવું અને લોહેશ્વર માહત્મ્ય વાંચી. પૂર્વક શ્રવણ કરવું. લોહેશ્વર માહાત્મ્ય શ્રવણ વગર માત્ર શ્રાદ્ધ કરવાથી જ ફલ નથી અને તેથી માહાત્મ્ય પ્રસીદ્ધ કરવાની જરૂર પડી છે.

---

# વીભાગ ૨.

મનુષ્ય વીગેરે પ્રાણી માત્રનુંઆદ્યબીજ આકાશ છે. આકાશમાંથી સીત થાય છે અને સીતમાંથી વાયુ થાય છે. વાયુમાંથી વીજલી થાય છે. વીજલીમાંથી વરસાદ થાય છે. વરસાદથી અનાજ થાય છે અને અનાજ સર્વના પેટમાં પડે છે. તે અનાજના ચાર વીભાગ શરીરમાં જુદા જુદા પડે છે. તેમાંનો એક ભાગ મુલદ્વારથી બહાર જાય છે. બીજો ભાગ નાસીકાથી લીંટ થઇ જાય છે અને ત્રીજો ભાગ મુખમાંથી ફીણ થઈને જાય છે અને ચોથો ભાગ પેશાબથી જાય છે આ પ્રમાણે બહાર જતાં અનાજનું જે તત્વ છે તે કે જે અનાજનો જાડો ભાગ છે તે સર્વ ઇંદ્રીઓમાં જાય છે અને તેમાંથી ચીકણાઇનાં ભાગવાળા પદાર્થનું લોહી થાય છે લોહીમાંથી માંસ થાય છે. માંસમાંથી નસજળ થાય છે નસજલમાંથી હાડ થાય છે હાડમાંથી ચીકણાશ જેવો પદાર્થ નીકલે છે તેને વીર્ય કહેવામાં આવે છે આ પ્રમાણેનું સ્ત્રી પુરૂષનું વીર્ય એકત્ર થવાથી માંસનો લુગદો થાય છે અને તે લુગદામાંથી ચાંમડું અને ચાંમડામાંથી રોમ થાય છે ત્યારે ઇન્દ્રીઓ તમામ પુરી થાય છે તે સાથે ચૈતન્ય અર્થાત્ આત્મા જોડાય છે અને સુક્ષ્મ શરીર લાગુ થઈ પ્રસવ થાય છે.

ખરી રીતે સુક્ષ્મ શરીરનો નાશ થવો તેજ મોક્ષ છે સુક્ષ્મ શરીર એક પુદ્દગલ અને ચૈતન્યમાંથી નીકલી બીજા પુદ્દગલ અને ચૈતન્ય સાથે મળે છે આ પ્રમાણે વારંવાર સુક્ષ્મ શરીર ચૈતન્ય સાથે પુદ્દગલમાં દાખલ થાય છે અને વારંવાર નીકળે છે. પુદગલમાંથી આત્મા જુદો પડતી વખતે. સુક્ષ્મ શરીરને કેટલેક પ્રસંગે લાલસાઓ વાસનાઓ તૃપ્ત નહીં થવાને લીધે રહે છે અને તેથી જે પુદ્દગલમાંથી સુક્ષ્મ શરીર જુદુ પડે છે તે પુદગલને સબંધ કરતાં લાલસાઓ અને વાસનાઓ જ્યાંહાં સુધી સુક્ષ્મ શરીરમાં રહે છે તેવું સુક્ષ્મ શરીર જ્યાં સુધી લાલસા અને વાસનાથી યુક્ત હોય છે ત્યાંહાં સુધી બીજા પુદ્દગલમાં જઈ શકતું નથી આવી સ્થીતી એ સુક્ષ્મ શરીરને પુદગલ નહીં હોવાથી અનેક વેદનાઓ અને દુઃખો વેઠવાં પડે છે અનેક રીતે હેરાન થવું પડે છે અનેક રીતે સુક્ષ્મ શરીરને મુસીબતમાં ઉતરવું પડે છે આવા સુક્ષ્મ શરીરને નીંદ્રા પણ હોતી નથી સ્થાન પણ હોતું નથી. શાંન્તતા પણ હોતી નથી અને તેથી પળે પળે જે પુદ્દગલમાંથી પોતે જુદો પડેલ હોય છે તેને અને તે પુદ્દગલવાળા કુંટુંબીઓને વારંવાર બુમ પાડી યાદ કરે છે અને કહે છે કે મારી લાલસા અને વાસનાઓની તૃપ્તી કરો. જ્યારે સુક્ષ્મ શરીર આ પ્રમાણે પોકાર કરવા છતાં કોઇ તેનો ઉદ્ધાર કરતું નથી ત્યારે તે આખા કુંટુંબને હરકત કરે છે નડે છે. સંતાન માટે મહાન વ્યાધી ઉત્પન કરે છે રોગોપદ્રવ કરે છે આ પ્રમાણેની અનેક તરેહની વેદનાઓથી પોતાના કુંટુંબને હરકત કરી પોતે ઉદ્ધાર થવાની ઈચ્છા રાખે છે આવા સુક્ષ્મ શરીરના ઉદ્ધાર માટે લોહેશ્વર તીર્થ પ્રસીદ્ધ છે. જે માણુસ આ માહાત્મ્યમાં

બતાવેલ વીધી પ્રમાણે પોતાના મકાનથી રવાના થઇ લોહેશ્વર તીર્થમાં આવે અને વીધીપૂર્વક શ્રાદ્ધ વીગેરે માહાત્મ્ય શ્રવણ કરે તો આવા સૂક્ષ્મ શરીરની લાલસાઓ અને વાસનાઓ તૃપ્ત થવાથી તે બીજા પુદ્દગલમાં દાખલ થાય છે જેને મુક્ત થવાનું કહેવામાં આવે છે.

મુક્ત થવું એટલે પોતે જે સ્થીતીમાં છે તેવી સ્થીતીમાંથી નીકળવું તેનેજ મુક્ત કહેવામાં આવે છે સુક્ષ્મ શરીર મોક્ષ પણ થઇ શકે છે પરંતુ તેવાં પૂર્વનાં કર્મો હોવાં જોઇએ. મોક્ષ થવા લાયક પૂર્વનાં કર્મો ન હોય તો મોક્ષ થઇ શકાય નહીં પણ જે સુક્ષ્મશરીર બીજા પુદ્દગલમાં દાખલ થઈ શકતું નથી એવી સ્થીતીમાં રહે છે તેવા પ્રસંગે તેવી સ્થીતીથી તે મુક્ત થાય છે.

સુક્ષ્મ શરીર મહાન દુઃખોમાંથી મુક્ત થવા પ્રસંગે ઘણા જ આનંદમાં આવે છે અને તે આનંદમાં આવી આ લોહેશ્વર તીર્થમાં આવનાર અને પોતાની મુક્તી કરનાર માટે ઘણાજ આનંદથી આશીર્વાદ અને દવા આપે છે. પુત્ર પ્રાપ્તી થવા ઇચ્છે છે અને દરેક વ્યાધીમાંથી મુક્ત થવાની પ્રાર્થના શ્રી લોહેશ્વર શંકર પાસે કરે છે.

આમ થવાથી સૂક્ષ્મ શરીર જે હરકત કરતા છે તે બંધ પડે છે અને શ્રીલોહેશ્વર શંકર સુક્ષ્મ શરીરની મુકતી કરનાર માટે ઘણાજ સંતોશ થઇ પુત્ર વીગેરે ઇચ્છીત ફળ આપે છે.

આપણે પ્રથમ જડ હતા અને તેમાંથી આ અમુલ્ય મનુષ્યદેહ પ્રાપ્ત થઈ છે આપણે પશુ પક્ષી જનાવર નથી આપણે મનુષ્ય કહેવાઇએ છીએ એટલે મનુષ્યનું મુખ્ય કૃતવ્ય શું છે તે જાણવું જોઇએ મનુષ્યપણું સર્વના અથાગ પુણ્યોને લઇને પ્રાપ્ત થાય છે અને

મનુષ્યા અવતારથી આપણને મોક્ષનું સાધન બહુ જ સરલતાથી મલી શકે છે તે આપણે ખોવું જોઇએ નહીં મનુષ્યનું મુખ્ય કામ આદય અંતને જાણવું પોતાના સ્વરૂપને જાણવું પોતે શું વસ્તુ છે, આત્માના શું નીયમો છે, પુદગળના શું નીયમો છે, સુક્ષ્મ શરીરના શું નીયમો છે અમારાં કરતા કોણ છે, આ અવતાર શી રીતે અને કેવા સંયોગે પ્રાપ્ત થયો છે. આ પ્રમાણેના તેમને વીચાર થાય છે. અને તેની શોધ કરે છે અને તે શોધના તત્વોને જાણે છે અને તે પ્રમાણે જે મનુષ્ય વર્તન ચલાવે છે તેને ખરો મનુષ્ય કહેવો જોઇએ.

જે મનુષ્યને આ પ્રમાણેનો કાંઇ પણ વીચાર થતો નથી તે જડ બરાબર છે. પશુ પક્ષી કરતાં બોલવાની શકતી અને માહારૂં તાહારૂં આમ પ્રમાદ જાણવાની સમજણ પ્રાપ્ત થવાથી મનુષ્ય કહેવાય નહીં પણ તેવા માણસને પશુ સાથે સરખાવવો જોઇએ.

જે મનુષ્ય પારકી વાતો સાંભલી પોતે વીચાર કર્યા વગર અંઅગર પોતે સમજયા વગર ખોટી અને ખરી માને તેવા મનુષ્યને જડ સમજવો જોઇએ.

પઢાવેલા કુતરાને કુતરાનો માલીક ધડીકમાં આમ ફેરવે અને ઘડીકમાં આમ ફેરવે તેમ તે કુતરાને ફરવું જોઇએ તે પ્રમાણે જે મનુષ્યને જાતીકો વીચાર કરવાની સમજવાની શકતી ન હોય અને બીજા સામા મનુષ્યના કહેવા ઉપર કે તેની વાતો ઉપર કે તેના કરેલા મોટા પ્રમાદ ઉપર શ્વાનની પેઠે આમ તેમ ફરે તેને મનુષ્ય કહેવાય નહીં.

જે મનુષ્યને પોતાને વીચાર કરવાની સમજવાની શકતી નથી તેવા મનુષ્યને કોઇ કહે કે, શાસ્ત્ર તો સંરવે જુજ વાત બોલે છે.

કોઇ કહે ભગવાન એવા છે કોઇ કહે ભગવાન પોતામાંહી છે કોઇ કહે ભગવાન ન્યારો છે. કોઇ કહે ભગવાન કરતા છે અને પોતે ન્યારા બેઠા છે. તેનો પ્રતીબીંબ એવો છે તેને પ્રતીબીંબ થઇ આવે છે અને કોઇ કહે ભગવાનની માયા છે તે માયા થકી ઉપજે છે ને ખપે છે અને કોઇ ગુરૂ એતો ભગવાનની માયા છે પણ નથી એતો પુરણ બ્રહ્મ પોતે છે. અનંતરૂપે પોતે થઇ રહ્યા છે અને કોઈ કહે માયા પણ નથી અને બ્રહ્મ પણ નથી એ તો ઝાંઝવાનું પાણી છે ભર્મે કરીને દીઠામાં આવે છે. એહેવી. અનેક પ્રકારની વાતો જુદા જુદા માણસો પાસેથી સાંભલી સાંભલીને ઘડીકમાં આ વાત ખરી અને ઘડીકમાં બીજો કહે તે વાત ખરી એમ જે ભ- મ્યા કરે છે એજ મોટામાં મોટું અજ્ઞાન છે કે એક વાત પોતે નીશ્ચય કરી શકતો નથી તેમ અનુભવ કરી સીદ્ધ પણ કરી શકતો નથી. એવા ઈશમને પશુ નહીં તો શું કહેવું.

પશુ એટલા માટે કહેવાય છે કે જેના અનંત ધણી છે. જે હાંકે તેમ ચાલે. તેમ કોઇ મનુષ્ય જેમ હાંકે તેમ ચાલે તેથી તેને પશુ સમાન કહેવાય છે.

એક મસીન કે જે તૈયાર કરેલું હોય છે તેમસીનને ચાવી આપીએ એટલે તે મસીન ચાલે અને વર્ક ( કામ ) કરે અને પો- તાનું કામ ચાવી આપનારના ગોઠવેલા કામ પ્રમાણે કરે છતાં તેને જડ કહેવામાં આવે છે મસીન બોલે છે. કામ કરે છે હાલે છે ચાલે છે–રેલવે ઇંજીન જેવું હજારો ગાઉ મનુષ્યથી પણ સપાટાબંધ જઈ શકે છે છતાં પણ તેને જડ કહેવામાં આવે છે તેજ પ્રમાણે ગુરૂએ કહેલી હકીકતને સ્હમજ્યા વગર કે પોતે વીચાર કરી જાણ્યા

વગર ગુરૂએ કહેલા ક્રમ પ્રમાણે ચાલ્યાજ જવું અને જેટલું સુચવ્યું હોય તેટલું કરવું અને પછી બંધ રહેવું એ પણ એક મસીન જેવું કામ છે મસીનમાં અને તેવા કૃત્ય કરનાર મનુષ્યમાં કાંઇ પણ તફાવત જણાશે નહીં. માટે આવા મસીનને જડ કહેવામાં આવે તો પછી આવા મનુષ્યને મનુષ્ય કહેવા આપણને હક નથી પણ જડમાં સમાશ કરવો જોઇએ.

આવા જડવત મનુષ્યોને સારા નરસા વીચારો સુઝતા નથી. પોતે કોણ છે તે જાણી શકતો નથી તેવા જડ મનુષ્યો પણ એક સુક્ષ્મ શરીર જેવા છે. સુક્ષ્મ શરીરને પણ જડ ગણવામાંજ આવે છે હાલની કેટલીક ક્રીયાઓ મસીનના દ્રષ્ટાંત પ્રમાણે થાય છે તે ક્રીયામાં શું રહસ્ય છે અને તે કેવા કારણથી છે અને તે ક્રીયાનો કેવા સંયોગોથી કેવી રીતે કેવા પ્રકારની આપણને શું અસર થશે તે કોઇ સમજતા નથી ઉપદેશકોને પુછી તેનો ખુલાશો કરતા નથી આ કેવળઅજ્ઞાન છે. આવા જડ પુરૂષો એકથી વધારે વખત આ ધર્મારણ્ય લોહેશ્વર ક્ષેત્રમાં આવી સ્નાન અને શીવસ્મરણ કરે તો વીચારશક્તી–સદ્‌વિચારની વૃદ્ધીને પામી નીતી સત્ય અને દયાને સીધ્ધે રસ્તે જવાની મનુષ્યને શક્તી ઉત્પન થાય છે.

---

## વીભાગ ૩.

આવા ધર્મારણ્ય લોહેશ્વર માહાદેવના તીર્થમાં આવી પ્રથમ શ્રદ્ધાપૂર્વક માહાત્મ્ય સાંભળવું અને મહાન ભાવના ગૃહણ કરવી. આ પ્રમાણે મહાન ભાવના ગૃહણ કરવામાં ન આવે તો કરેલું સ-

કર્મ વ્યર્થ જાય છે અને તેનું કાંઇ પણ ફળ મળતું નથી માટે તીર્થમાં આવી સદ્ભાવના કરવાની આવશ્યકતા છે કુતર્કો કરી સદ્ભાવનાને ઉડાડી અશ્રદ્ધાવાન થવાથી યાત્રા ફળ તેમજ કરેલ સત્કર્મ એ સઘળું વ્યર્થ જાય છે કહ્યું છે કે—

**अश्रद्धयाहुतं दत्तं तपस्तप्तं कृतंचयत् ।**

**असदित्युच्यतेपार्थ न च तत्प्रत्येनोइह ॥**

અર્થ—અશ્રદ્ધાથી હોમ કરેલો, દાન કરેલું, તપ કરેલું, તથા બીજું જે કાંઈ કર્યું હોય તે વ્યર્થ જાય છે તે આ લોકમાં કે પરલોકમાં કયાંય પણ કામમાં આવતું નથી.

ચાર વર્ણાશ્રમમાં બ્રાહ્મણ વર્ણની શ્રેષ્ટતા જન્મથી જ છે એ વાત ઘણી જગ્યાએ લખવામાં આવી છે એ શ્રેષ્ટતા કેવળ વિના પ્રયાશથી કે વ્યર્થ મળેલ નથી પરંતુ અન્ય વર્ણોપર દયા કરી તેમને સન્માર્ગે પ્રવર્તાવવા બ્રાહ્મણે જે જપતપાદીક કરી શારીરિક કષ્ટો વેઠવાનાં છે તેને લઇને છે એટલેથીજ સરતું નથી પરંતુ બ્રાહ્મણોની શ્રેષ્ટતાને લક્ષમાં રાખી તદનુસાર અન્ય વર્ણો વર્તન કરે નહીં તો પ્રજા ધાર્મીક બને નહીં અને ધર્મ રહીત મનુષ્યનું જીવન વ્યર્થજ ગણાય તો તેમ ન થવા દેતાં જનસમાજ ધર્મ માર્ગથી બીજે રસ્તે ન જાય તે પ્રમાણે બ્રાહ્મણે બનતા પ્રયાશે ધર્મરક્ષક બનવાની જરૂર છે કહ્યું છે કે—

**ब्राह्मणो जायमानोहि पृथिव्यामधिजायते ।**

**ईश्वरःसर्वभूतानां धर्मकोषस्यगुप्तये ॥**

બ્રાહ્મણ જન્મથીજ પૃથ્વીપર શ્રેષ્ટ મનાય છે તે પ્રાણી માત્રનો ઈશ્વર છે કારણ કે તે ધર્મ ભંડારનું રક્ષણ કરનાર છે જન્મતાં જ આટલી બધી મહત્તા લઈને બ્રાહ્મણ જન્મ ધરે છે તેનું કારણ શું? એનો ખરેખરો જવાબ આપવાની જરૂર છે કારણ કે વાદને માનનાર આધુનીક પ્રજાના મગજમાં આ વાત શી રીતે મનાય? તેમના મનમાં તો એમ જ આવે કે મનુ મહારાજે પક્ષપાત કર્યો છે બ્રાહ્મણોને એકદમ ચડાવી દીધા છે પરંતુ આવા વિકારોનું નિવારણ કરવા થોડા વીચારની જરૂર છે શાન્ત થઈ વીચાર કર્યા વગર વિકાર ટળી શકતો નથી ઉપરના શ્લોકના ચોથા ચરણમાંજ તેનો ખુલાસો છે કે બ્રાહ્મણ ધર્મનું રક્ષણ કરે છે તેટલા માટે તેને એ મહત્તા આપવામાં આવી છે આ પ્રસંસા બ્રાહ્મણે પોતે પોતાના માટે નથી કરીએ પ્રસંસા કરનાર મનુ તો પોતે ક્ષત્રિય હતા તે પ્રશંસા કાંઇ નિષ્કારણ નથી પણ તેના ઉચ્ય કાર્ય તથા ઉચ્ય ગ્નાન અને જન સમાજના કલ્યાણરૂપ ઉચ્ય વિચારોને માટે કરેલી છે તેમા કાંઇ પક્ષપાત નથી. બ્રાહ્મણ સ્માર્ત ધર્મ શીવાય ધર્મનું રક્ષણ કરી શકે નહીં. કારણ કે બ્રાહ્મણ સ્માર્ત ધર્મ તજી શીવ એવા કલ્યાણ નામથી જયારે બીજા રસ્તે ચઢે છે ત્યારે નીતી સત્ય દયા કે રક્ષણ કરવાનાં મુખ્ય સાધનો છે તે તેવા શીવ રહીત. બ્રાહ્મણ પાસેથી દુર જાય છે એથી શીવ સ્મરણ વગરના બ્રાહ્મણને શીવ ઉપમા આપવી અથવા બ્રાહ્મણ કહેવો એ પણ વ્યર્થ છે બ્રાહ્મણ જન્મથીજ શ્રેષ્ટ છે ત્યારે બીજી તરફ જોતાં વેદ ભગવાને બ્રાહ્મણના ઉપર જન્મતાં વારથીજ ત્રણ કરજ મૂકી દીધાં છે શ્રુતી આગ્ના કરે છે કે.

**जायमानो ह वा ब्राह्मण स्त्रिभिर्ऋणवाजायते ।**

બ્રાહ્મણ અવતરે છે ત્યારથીજ ત્રણ ઋણથી કરજવાન થાય છે. રૂષીઓનું, દેવતાઓનું, અને પીતૃઓનું એ ત્રણે ઋણથી બ્રાહ્મણો કરજવાન છે તેને ઋણથી મુક્ત થવા તેને જરૂર છે અને તેમાંથી મુક્ત થવા શીવાય તેને મોક્ષ માટે આગળ રસ્તો નથી એ ત્રણે ઋણથી છુટવાનો ઉપાય આ ધર્મારણ્ય ક્ષેત્રના લોહેશ્વર તીર્થમાં આવી રૂષીઓનું, દેવતાઓનું ધ્યાન કરી. પીતૃઓ માટે શ્રાદ્ધ કર્મ કરવું તથા વીશેષમાં કહ્યું છે કે—

**ब्रह्मचर्येण ऋषिभ्योयज्ञेनदेवेभ्यःप्रजयापितृभ्यः ॥**

ભાવાર્થ:—બ્રહ્મચર્ય વ્રત પાળી વેદાધ્યયન કરવાથી ઋષી ઋણથી મુક્ત થવાય છે, અગ્નિ હોત્રાદિ યજ્ઞો કરવાથી દેવતાઓને પ્રસન્ન કરી તેમના ઋણથી મુક્ત થવાય છે અને પ્રજોત્પાદન કરી શ્રાદ્ધાદિક ક્રિયાઓદ્વારા પિતૃઓને તૃપ્ત કરી તેમના ઋણથી છુટા થવાય છે.

જે કોઈ પ્રતીવાર્ષીક દર વરસે આ ધર્મારણ્ય ક્ષેત્રમાં લોહેશ્વર તીર્થમાં આવી સ્નાન અને દર્શન કરી બ્રહ્મચર્ય પાળી અપવાસ કરી શ્રાદ્ધાદીક ક્રીયા કરી બ્રાહ્મણ ભોજન કરે છે તે ઉપરના ત્રણે ઋણથી મુક્ત થાય છે.

સ્મૃતિમાં પણ પોકાર કરી કહ્યું છે કે—

**अधीत्य विधिवद्वेदान् पुत्रांश्चोत्पाद्यधर्मतः ॥**
**इष्ट्वा च शक्तितो यज्ञैर्मनोमोक्षे निवेशयेत् ॥**

વિધિ પ્રમાણે બ્રહ્મચર્ય વ્રત પરાયણ થઈ ને વેદાધ્યયન કરવાથી

રૂષીઓના રણથી મુક્ત થવાય છે શાસ્ત્રીય વિધિ પ્રમાણે વર્તન કરી પુત્રાદિક પ્રજા ઉત્પન્ન કરવી અને તેથી તેઓ શ્રાદ્ધાદિક કર્મ કરે એટલે પિતૃઓના રણથી મુક્ત થવાય છે અને શક્તિ અનુસારે અગ્નીહોત્રાદીક યજ્ઞોનું અનુષ્ટાન કરવાથી દેવતાઓને પ્રસન્ન કરી તેમના રણથી મુક્ત થવાય છે અને ત્યાર પછી મોક્ષરૂપ સન્યાસ આશ્રમમાં મનને લગાડવું માત્ર એ પ્રમાણે જ આજ્ઞા કરી રહી જતા નથી પણ ભાર દઈ વિશેષ સ્પષ્ટ રીતે કહે છે કે એમ ન કરવાથી નરકમાં પડાય છે.

વળી કહ્યું છે કે—

**अनधीत्यद्विजोवेदान नुत्पाद्य तथासुतान।**
**अनिष्ट्वा च वैयज्ञैश्च मोक्षमिच्छन् व्रजत्यधः॥**

**ભાવાર્થ:**—વેદાધ્યયન કર્યા વગર, પુત્રાદિક પ્રજા ઉત્પન્ન કર્યા વગર અને યજ્ઞોનું અનુંષ્ટાન કર્યા વગર જો બ્રાહ્મણ મોક્ષની ઇચ્છા કરે તો મોક્ષને બદલે તે નરકગામી થાય છે કારણ કે ઉપરના ત્રણ રણોથી તે મુક્ત થએલો નથી.

આ પ્રમાણે આ ત્રણ ઋણથી બ્રાહ્મણોને જ મુક્ત થવાનું છે એમ નથી પરંતુ ક્ષત્રી, વૈશ્ય વીગેરે દરેકે આ ત્રણ ઋણથી મુક્ત થવું જોઇએ જુઓ.

દક્ષ પ્રજાપતીના હર્યશ્વ, અને શબલાશ્વ નામ ધરાવનારા બે પુત્રોને મહા મુની નારદજીએ કર્મકાંડનું અનુંષ્ટાન કરાવ્યા વગર એકાએક જ્ઞાન આપી સંસારથી મુક્ત થવાનો ઉપદેશ આપી છુટા કર્યા તેથી દક્ષ પ્રજાપતિએ કોપાયમાન થઇ નારદને કહ્યું કે,

अहो असाधोसाधूनां साधुलगन न स्त्वया ।
असाध्व कार्यर्भकाणां भिक्षोर्मार्गः प्रदार्शितः ॥
ऋणैस्त्रिभिरमुक्ताना ममीमांसित कर्मणाम् ।
विघातः श्रेयसः पाप लोकयोरुभयोः कृतः ॥

**ભાવાર્થ**:—હે સાધુ અમારા બાળકોને સન્યાસ માર્ગ દેખાડ્યો, એ તેં સાધુ થઇને અસાધુનું કામ કર્યું છે કારણ કે એઓએ કર્મમાર્ગ જોયો નથી જેથી ત્રણે ઋણથી તેઓ મુક્ત થયા નથી તેથી તેમના આલોક અને પરલોક બેઉ લોકના કલ્યાણનો તેં વિઘાત કર્યો છે.

આથી પણ જણાય છે કે એ ત્રણ ઋણથી સર્વએ મુક્ત થવાની જરૂર છે તેના માટે વધારે સ્પષ્ટતાથી જણાવવામાં આવે છે કે,

देवानां च पितृणां च ऋषीणां च तथानरः
ऋणवान् जायतेयस्मात् तन्मोक्षे प्रयतेत्सदा ॥
देवानामनृणो जंतु र्यज्ञैर्भवति मानवः ।
अलपा वित्तश्चपूजाभि रुपवासव्रतैस्तथा ॥
श्राद्धेन प्रजयाचैव पितृणामनृणो भवेत् ।
ऋषीणां ब्रह्मचर्येण श्रुतेन तपसातथा ॥

**ભાવાર્થ**:—દેવ, પિતૃ, અને ઋષિ એ ત્રણ ઋણથી મનુષ્ય

કરજદાર છે માટે તેથી મુક્ત થવા પ્રયત્ન કરવું યજ્ઞો કરવાથી દેવતાઓના ઋણથી મુક્ત થવાય છે. જો યજ્ઞો કરવા જેટલું દ્રવ્ય ન હોય તો દેવતાઓનું પુજન તથા ઉપવાસ અને દેવતા સબંધી વ્રતો કરવાથી પણ તે ઋણમાંથી છુટાય છે પ્રજા ઉત્પન્ન કરવાથી અને શ્રાદ્ધાદીક ક્રીયાઓ કરી પિંડદાન કરવાથી પિતૃઓનું ઋણ છુટે છે, અને બ્રહ્મચર્ય પાળી વેદાધ્યયન કરવાથી તથા શાસ્ત્રો શ્રવણ કરવાથી તેમજ તપ આદીકથી રૂપીઓનું કરજ ચુકવાય છે એ પ્રમાણે ત્રણે ઋણથી મુક્ત થવાનો આ રસ્તો છે.

કદાચ આ પ્રમાણે કર્મો કરવામાં ન્યુનાધીક થયું હોય અગર કર્મરહીત રહેવાયું હોય તો તે વર્ષમાં ધર્મારણ્યમાં લોહેશ્વર ક્ષેત્રમાં આવી લોહેશ્વર માહાત્મ્ય શ્રવણ કરી સ્નાન, દર્શન અને શ્રાધ કર્મ કરવું.

એવી જ રીતે પિતૃઓનું રણ શ્રાદ્ધાદિક ક્રિયાથી પિંડદાન આપી ચુકવાય છે પિતૃઓ એટલે આપણા પૂર્વજો, પૂર્વ પુરૂષો, આપણે તેમના પણ તેટલા જ આભારી છીએ તેમણે આપણું પાલન કર્યું પોષણ કર્યું વિદ્યાદાન આપ્યું. સંસારમાં અનેક તરેહનાં સાધનો જણાવ્યાં. આપણે તેમના પ્રતી ઉપકારમાં માત્ર આપણે તેમનું ધ્યાનભાવથી આદરસત્કાર પૂર્વક તથા શોડશોપ ચારથી અ-દર્યાદીક વીગેરે કર્મથી પૂજન કરવું તન્નીમિતેનૈવધ્ય અર્પણ કરવું અને તેમના પ્રસાદ તરીકે આપણે આપણા કુંટુંબીઓ સહીત તથા વિદ્વાન બ્રાહ્મણની સાથે તે નૈવેદય જમવું કહ્યું છે કે.

ज्योतिर्गण्यं तथावण्यं पुराण्यं कृषोकारकं ।
देवस्थंनृपश्चैव षडेते पितृघातका ॥

**ભાવાર્થ:**—જ્યોતીષનો ધંધો કરનાર વેપાર કરનાર. કથા વીગેરે કરનાર પુરાણી, ખેતી કરનાર દેવનો પુજારી હમેશના માટે દેવધન ખાનાર, કાયમ માટે રાજ્યશેવક આવા ૭ જાતના ધંધા કરનાર બ્રાહ્મણને શ્રાદ્ધાદીક કર્મોમાં જમાડવાની મનાઇ કરી છે અને તે ૭ જાતના ધંધા કરનાર પીતૃધાતક છે.

આથી વેદવીધ્યા અધ્યયન કરનાર વિદ્વાન બ્રાહ્મણ સાથે ભોજન કરવું જોઇએ આ બધા કર્મમાં શ્રધાજ મુખ્ય છે માટે તે શ્રાદ્ધ કહેવાય છે એ શ્રાદ્ધની પરંપરા જેટલી પુત્ર પૌત્રાદીકથી ચાલે તેટલી બીજાથી ચાલે નહીં માટે જ પુત્ર ઉત્પન્ન કરી તે દ્વારા શ્રાદ્ધાદી ક્રીયા નીરંતર ચાલુ રાખતાં વંશમાંથી પીતૃઓને અર્થે પીંડદાનનો ઉચ્છેદન થાય એમ કરવું જોઇએ એટલે તે પિતૃઓના રણ મુક્ત થવું ગણાય છે આમ કરવામાં પિતૃઓનો કાંઇ પણ સ્વાર્થ નથી માત્ર તેમના પ્રતી આપણી શ્રદ્ધા, લાગણી, સદ્‌ભાવ, દર્શાવવો એટલું જ અવશ્યનું છે અને એમ કરવાથી તેમના પ્રત્યે આપણો પુજ્યભાવ દીન પ્રતીદીન વધે છે જેથી તે પરીણામને લઈને સદ્‌વિધ્યા શુભ ગુણો અને સદાચારની છાપ આપણા ઉપર પડે છે તેથી આપણે તેમના જેવાજ થઇએ અને આપણા વંશમાં પણ પરંપરા દ્વારાએ સદ્‌ગુણો અને સદાચાર તથા સદ્વિધ્યાનો ઉચ્છેદ ન થતાં સત્પુત્રો જ ઉત્પન્ન થાય છે.

આ પ્રમાણે એ ત્રણે ઋણથી મુક્ત થવું એ એક આપણી ઉન્નતીનું સાધન છે તેમજ તે સાથે જનસમાજના કલ્યાણરૂપ પરોપકાર પણ બને છે અને ખરૂં કહીએ તો મોક્ષ પણ એજ છે માટે જ એ પરમપદને માર્ગે ચાલનાર મનુષ્યોની મહત્તા મનાણી છે.

સાધારણ રણુ માટે આપણે કેટલી કાળજી રાખીએ છીએ છતાં આપાર લૌકીક ઋણુ કે જેને દૈવી ઋણુ કહી શકાય તેવા ઋણુવાન આપણે રહી જાઇએ તો પછી આ સંસારમાં આપણું આવવું શું સફલ થયું ચોરાસી લક્ષ યોનીઓમાં ભ્રમણ કર્યા પછી મહાન પુણ્ય પ્રસંગે આ નરદેહ પ્રાપ્ત થયો છે કે જે મુખ્યત્વે કરીને એ ત્રણુ ઋણુમાંથી મુક્ત થવા માટે જ મળેલો છે તે જો ક્ષુદ્ર વિષયો ભોગવવામાં વ્યર્થ વહી જાય અને દૈવીઋણુ આપણે શીરચોટી રહે તો આપણે ફ્રરી ફ્રેરા એનોએજ ભોગવવો રહેશે અને પુનઃ ચોરાસી લક્ષયોનીમાં જન્મ ધારણુ કરવો પડશે અને આપણા પરમપૂજ્ય શ્રી પરમાત્માની હજુર જતી વખતે કર્તવ્ય કર્મ નહીં બજાવવાની શર્મને લીધે ઝંખવાણે મોઢે હાજરી આપવા ઉભું થવું પડશે આથી બચવાને માટે ઉપર કહેલ ત્રણુ કાર્યો ઋણુમાંથી મુક્ત થવા માટે અવશ્ય કરવાની જરૂર છે તેમજ આ ધર્મારણ્ય લોહેશ્વરક્ષેત્ર સમીપ આવવાની જરૂર છે.

દરેક મનુષ્યે પ્રતીવારસીક આધર્મારણ્ય લોહેશ્વર ક્ષેત્રમાં પોતાના કલ્યાણુ માટે તેમ મોક્ષ માટે આવવું જ જોઇએ પુત્ર પ્રાપ્તીની ઇચ્છાવાળાએ જ આવવું એમ નથી પણુ ત્રણુ ઋણુમાંથી મુક્ત થવા અને મોક્ષ માટે ઇચ્છા ધરાવનારા દરેક મનુષ્યે આવવાની જરૂર છે.

કેટલાક પુરૂષો વિલાસિનીના વિલાસોને વશ થતાં એવી વિપત્તીઓમાં વીંટાય છે કે તેમાંથી તે છુટીશકતાજ નથી અને એવા પાશમાં પડવાથી કલ્યાણુનો ખરો રસ્તો શોધીશકતા નથી. કલ્યાણુના માર્ગમાં સ્ત્રી કેવી અડચણુ કરનાર છે તેનો ચીતાર શુકદેવ-

જીએ પુરેપુરો આપેલ છે વળી મહાત્મા કહે છે કે.

**संसारतवनि:सार यदवीनदवीयसी ।**
**अंतरादुस्तरानस्यु र्यदिरेमदिरेक्षणाः ॥**

**ભાવાર્થ**—હે સાર વગરના સંસાર જો તારી અંદર ડુબાવી દેનારી મદિરેક્ષણા માનિનીઓ ( સ્ત્રીઓ ) ન હોય તો તારો માર્ગ કાંઇ બહુ લાંબો નથી તારો માર્ગ ઓળંગીજવામાં જો આ એક મહા વિઘ્ન ન હોય તો કાંઇ ઝાઝો સમય પણ જાય તેમ નથી અને ઝાઝો શ્રમ પણ પડે તેમ નથી.

આ ધર્મારણ્ય લોહેશ્વર ક્ષેત્રમાં પ્રતી વારસીક આવનાર મનુષ્યો જો કે સંસારી સ્ત્રીવાળા હોય છે પરંતું આ ક્ષેત્રનું યાત્રાફળ એવું છે કે માનીનીઓ તરફનો અનીતીનો મોહ નાબુદ થાય છે અને માત્ર નીતીના રસ્તેજ લક્ષ માનિની તરફ રહે છે આ પ્રમાણે સંસારમાં ડુબાવી દેનાર સ્ત્રીઓથી પણ આ ક્ષેત્ર સાવચેત રખાવનાર છે કે જેથી કલ્યાણનો રસ્તો શોધીશકવામાં અને કલ્યાણને રસ્તે જવામાં અને સાર વગરના સંસારને તરવામાં અને તેથી પાર ઉતરવામાં પણ વીલંબ થતો નથી.

---

# વીભાગ ૪.

બીખ માગીને ગુજરાન ચલાવવાની વૃતિને હાલમાં ભીક્ષાવૃત્તિ કહે છે, આ વૃતી બ્રાહ્મણોએ પોતાને માટે રજીસ્ટર કરી લીધી હોય એમ જણાય છે. વીશેપમાં બ્રાહ્મણો કહે છે કે બીખ માગવી અને

ભીખ માગી પેટ ભરવું એતો બ્રાહ્મણનો મુખ્ય ધર્મ છે, આ પ્ર-માણેની ભીખ માગવાની વૃતીને બ્રાહ્મણોએ એટલીબધી આગ્રહ પૂર્વક પકડી રાખી છે કે પ્રાતઃકાલથી ઉઠે ત્યારથી તે રાત્રે સુતાં સુધીનો તમામ વખત તે ભીખ માગવાની ક્રીયામાંજ ગાળે છે પોતે બ્રહ્મચર્ય પાળવું વીદ્યા ભણવી વિદ્યા ભણાવવી. વેદાધ્યયન કરવું એ વાત પણ તેઓ સમજતા નથી બલકે એબધું પોતે રજીષ્ટર દસ્તા-વેજ કરીઆપી બીજાને વેચાણ આપીદીધું હોય અને તેના ઉપર પોતાનો લેશમાત્ર હક હોયજ નહીં એમ માને છે અને માગીને ખાવું. માગીને કપડાં પહેરવાં અને માગીનેજ દ્રવ્ય મેળવવું. અને તેમ માગી માગી પોતાનો વ્યવહાર ચલાવવો. એમજ સમજી બેઠા છે મનુષ્યો પાસેથી કાંઇને કાંઈ યુક્તીથી માગ્યાજ કરવું અને પો-તાંનું તેમજ પોતાના કુંટુંબનું આ પ્રમાણે પોષણ કરી મોત આવે મરીજવું. આટલુંજ પોતાનું કામ બ્રાહ્મણો માની બેઠા છે તેમને સદ્‌વિદ્યા સદ્‌ગુણ કે સદાચાર એ શું છે અને તેનું પરીણામ અને લાભ શો છે તે જાણવાની સ્વપ્નામાં પણ વીચાર કરતા નથી અને ઇચ્છા થતી નથી. તો પછી આપણે કોણ આપણો ધર્મ શું. મનુ-ષ્યપણું શાથી અને તેમાં પણ બ્રાહ્મણપણું કયાંથી મળ્યું. જગત સાથી આપણો શો સંબંધ. આપણો ઉત્પન કર્તા કોણ આપણી શી ગતી થશે. પરલો શું ? પુનર્જન્મ શું ? આપણું કર્મ શું ? આપણું કર્તવ્ય શું ? આપણું કલ્યાણ શાથી ? ઇશ્વર એ શું છે ? આ બધા વીચારો ભીખ માગીને પેટ ભરનાર બ્રાહ્મણના મનમાં કયાંથી આવે.

હિત અને અહિત કર્તવ્ય અને અકર્તવ્ય વિહિત અને અવિ-

હિત ધર્મ અને અધર્મ સત્ય અને અસત્ય તથા ગ્રાહ્ય અને અગ્રાહ્ય એ વિષયોનો ગંધ પણ તેમના અંતઃકરણમાં જઇ શકતો નથી આમછતાં પણ વધારે દીલગીરીની અને ખેદની વાતતો એ છે કે આવા બ્રાહ્મણો અન્ન, વસ્ત્ર, અને દ્રવ્ય મેળવવા માટે પોતે વેદીક બની વૈદિક કર્મો ભણ્યા વગર બીચારા અજ્ઞાની લોકોને વૈદિક કર્મો કરાવે છે અને મન માનતી રીતે તેવા અજ્ઞાનીને ઠગે છે અને આમ કરી યોગ્ય બ્રાહ્મણવર્ગને માટે અવિશ્વાસ અને કલંક ઉત્પન્ન કરે છે બીખ માગીને ખાવા ઉપરાંત આ પ્રમાણે ધર્મના નામથી ઠગનારા બ્રાહ્મણોનું મુખ જોવું એપણ એકજાતનું પાપ છે.

આ પ્રમાણે ભીખ માગવાથી અને ઠગવાથી પણ જ્યારે પોતાનો વ્યવહાર ચાલીશકયો નહીં ત્યારે કસાઇથી પણ નીંચ ધંધો બ્રાહ્મણોએ ગૃહણ કર્યો અને પ્રજા ઉત્પન કરીને પોતાની દીકરીને વેચવા માંડયા. કસાઇ પણ મરેલા ઢોરનું માંસ કે જે કોઇને કામ અને ઉપયોગ્યમાં ન આવે તે વેચે છે પરંતુ બ્રાહ્મણો તો પોંતાની દીકરીને વેચી તેના ઉપર પોતાનો નીભાવ અને વ્યવહાર ચલાવવા માંડયા આવા કન્યાવીક્રય માટે એકજ દ્રષ્ટાંત આપવામાં આવશે તો તે બસ છે.

ઘણાં લાંબા વરસો ઉપર આધર્મારણ્ય ક્ષેત્રમાં એક વખત એવો પ્રસંગ આવ્યો કે ભંગીઆની ઓરત ધર્મ અને નીતી પ્રમાણે ચાલવા માંડી અને મરેલાં શ્વાનનું માંસ પોતે કોઇ ઉપયોગ્યમાં લેવાને માટે લીધું અને તે પવીત્ર સ્થાને મુંકવા સારૂ પવીત્ર સ્થાન શોધવા લાગી એકતો પોતે જાતે ભંગીઆણ છે. મરેલા શ્વાનનું નીચમાં નીચ માંસ છે તેને મુંકવાને પવીત્ર સ્થાન તેને મલીશકયું નહીં

અને તેની શોધમાં તે આમ તેમ આડીઅવળી ફરવા માંડી ઘણા માણસો તેને પુછવા લાગ્યા અને કહેવા લાગ્યા કે તમામ જમીન પવીત્રજ છે તેને તે ભંગીઆંણુ જવાબ આપવા માંડી કે હું ભંગીઆણુંછું તેથી મને નીંચ ગણુસો નહી હુતો જાતીજ ચંડાળછું પણ મહારૂં કર્મ ઘણુંજ ઉચા પ્રકારનું છે હું જ્યાં પવીત્ર સ્થાન સમજી જાઉછું ત્યાં કર્મચંડાળના પગો પડેલા હોય છે જાતી ચંડાળ કર્મથી શુદ્ધ થઇશકે છે, પણ કર્મ ચંડાળ તો કોઇ વખત પણ પવીત્ર થઇશકતો નથી. એવા અપવીત્ર કર્મ ચંડાળના પગો પડેલા છે જેથી કર્મચંડાળથી સ્પર્શ થયા વગરનું સ્થાન મળતું નથી. આ ઉપરથી જણાશે કે જાતી ચંડાળથી પણ કર્મચંડાળ કેટલો બધો નીંચ છે. બ્રાહ્મણ જેવા ઉત્યમ દેહે કન્યાવિક્રય કરી કર્મચંડાળ થવું એ બ્રાહ્મણ નામ માટે કેટલુંબધું શરમ ભરેલું છે ખરેખર એ વીચાર કયાંથીજ હોય ભીખ માગનાર બ્રાહ્મણને એ વીચાર તો કયાંથીજ થાય.

ભીખને રજીષ્ટર કરી લેનાર બ્રાહ્મણો કેટલેક પ્રસંગે જવાબ આપે છે કે બ્રાહ્મણના દીકરાને જનોઈ આપતી વખતેજ જનોઇ આપનાર ગુરૂ માબાપ અને બીજા સબંધીઓની પાસે भवतिभिक्षांदेहि એમ બોલાવી ભીક્ષા મગાવે છે તો પછી એ પણ શાસ્ત્રથી વીરૂધ છે. ?

આનો ખુલાશો આપણે વધારે સ્પષ્ટતાથી સમજાવવાની ઘણીજ આવ્યશકતા છે કહ્યું છે કે विवेक भ्रष्टानां भवति विनिपातः शतमुखः વિવેક મર્યાદાથી ભ્રષ્ટ થએલા માણસોની હજારો રીતે પડતી થાય છે તેજ પ્રમાણે આપણે પૂર્વકાલની ભીક્ષા ચુકી જવાથી

અને તે મર્યાદાનો ભંગ કર્યાથી ચોતરફથી તમામ રીતે આપણી પડતી દશા થઇ છે આપણી પૂર્વકાલની ભીક્ષાવૃતીનું મૂળ તપાસીએ તો આ પ્રમાણેનું છે प्रतिवेदं ब्रह्मचर्यं द्वादशाब्दानिपंचवा । જનોઇ દીધા પછી બ્રાહ્મણે પ્રત્યેક વેદના અભ્યાસ માટે બાર બાર વર્ષ સુધી બ્રહ્મચર્ય વ્રત પાળીને ગુરૂને ત્યાં ભણવા રહેવું એટલે ચારે વેદ ભણવા સારૂ અડતાલીશ વર્ષ ગુરૂદ્વારમાં રહેવું જો તેટલું ન બને તો દરેક વેદ માટે પાંચ વર્ષ એટલે કુલ વીશ વરસ વેદા-ધ્યયન કરી બ્રહ્મચર્ય જરૂર પાળવું જોઈએ બીજો પક્ષ આમ પણ છે કે.

षट्त्रिंशदाब्दिकं चर्यं गुरौत्रैवेदिकं व्रतम् ।
तदर्द्धकं पादिकं वा गृहणान्तिकमेववा ॥

યજ્ઞોપવીત ધારણ કરી બ્રહ્મચારીએ ગુરૂદ્વારમાં ૩૬ વર્ષ સુધી રહી ऋक्, यजुष् અને સામ એ ત્રણે વેદોને તેના અંગો સહીત ભણવા તેટલાં નહીં તો તેથી અર્ધા એટલે અઢાર વર્ષ અને છેવટ તેથી ચોથા ભાગના એટલે નવ વર્ષ પણ કહેલાં છે અર્થાંત જ્યાં સુધી વેદોનું સંપૂર્ણ રીતે ગૃહણ થાય ત્યાં સુધી રહેવું જોઇએ આ પ્રમાણેનાં વર્ષો ગુરૂદ્વારમાં રહી વર્તવામાં અંતરાય ન આવે તેટલા માટે બ્રહ્મચારીએ ભીક્ષા માગીને ખાવું એમ કહેલું છે જેમ કે चरेद्भैक्ष्यं यथाविधि આ પ્રસંગે ભીક્ષા કોની પાસેથી લેવી તે માટે વાંચો.

मातरंवास्वसारंवा मातुर्वाभगिनीं निजाम् ।
भिक्षेत भिक्षांप्रथमंया चैनंनावमानयेत् ॥

પ્રથમ તો માતા, બ્હેન અથવા માસીની પાસે ભિક્ષા માગવી અથવા તો જે સ્ત્રી તે બ્રહ્મચારીની અવમાનના [ અપમાન ] ન કરે એવી હોય તેની પાસે માગવી.

તે પણ ભીક્ષા કયારે લેવી વાંચો.

**समाहृत्यतुतद्भैक्ष्यं यावदन्नममायया।**
**निवेद्यगुरवेश्नीया दाचम्यप्राङ्मुखःशुचिः॥**

એ પ્રમાણે પોતાને જોઇએ તેટલુંજ અન્ન લાવીને સરલ ભાવથી ગુરૂને બતાવીને આચમન પૂર્વક પૂર્વ મુખે બેસીને પવિત્ર પણે અન્ન જમવું.

આ પ્રમાણે યજ્ઞોપવીત પ્રસંગે જે ભીક્ષાનો દેખાવ કરેલ છે તે આ વેદાધ્યયનમાં અંતરાય ન આવે તેટલા માટે છે અને તે પણ પોતાંના સબંધી વર્ગમાંથી કે જ્યાંથી અપમાન ન થાય ત્યાંથી ભીક્ષા લેવાની શાસ્ત્રની સુચના છે શાસ્ત્રની આટલી છુટનો હાલના બ્રાહ્મણોએ ગેર ઉપયોગ્ય કરી રાવળ અને વાઘરી વીગેરે હલકો નીચ વર્ણનો ધંધો પડાવી લીધો છે.

નીંચમાં નીંચ બુરામાં બુરી ભુંડામાં ભુંડી ભીખ છે અને તે તેના સ્વભાવથીજ સીદ્ધ વાત જણાય છે યાચના કરતાં અંતઃકરણને કેટલું કષ્ટ પડે છે ? મન કેટલું સંકોચાય છે ? કેટલા તર્ક વિતર્કો કરવા પડે છે ? આ બધાનો જો વીચાર કરીએ તો બ્રાહ્મણને કદી પણ ભીખ માગવાનું મન થાય નહીં સાંભળો વીશેષ શું કહે છે.

**वेपथुर्मलिनं वक्रं दीनावाग्गद्गदः स्वरः ।**
**मरणेयानिचिन्हानितानिचिन्हानियाचके ॥**

કંપ; મુખની મલીનતા, વાણીની દીનતા, તથા સાદગુંગળાઇ જવો આજે મરણ વખતનાં ચીન્હો છે તે સઘળાં યાચના કરતી વખતે યાચકમાં જોવામાં આવે છે,

માગવાનો વીચાર થતાંજ લજ્જા ધૈર્ય વીગેરે સદ્ગુણો પલાયન કરી જાય છે અને ત્યારેજ માગવાનું મન થાય છે જુઓ.

**देहीति वचनं श्रुत्वा हृदिस्थाः पंचदेवताः ।**
**मुखान्निः सृत्यनिर्यांति ह्रीश्रीधीधृतिकीर्त्तयः ॥**

મને આપો—એ વાકયનો ઉચ્ચાર થતાં તુરતજ હૃદયમાં રહેલી લજ્જા, વિદ્યા, શોભા, સદ્બુદ્ધિ, ધીરજ અને કીર્તિ એ પાંચ દેવતાઓ મુખથી નીકલી બહાર ચાલી જાય છે તો આવા ભીખ માગનાર બ્રાહ્મણોનું માન, લાજ, પ્રતિષ્ટા કીર્તિ ઇત્યાદી સદ્ગુણો કયાંથી રહે આવા સદ્ગુણ વગર બ્રાહ્મણે રહેવું એ કેટલું બધું હીણપત લગાડનારૂં છે.

પશુ પક્ષીઓ પણ યાચના કરતાં નથી પણ પોતાના તરફથી કાંઇને કાંઇ બદલો અગર મનુષ્યનુ મન રંજન કરીને પોતાનું પેટ ભરેછે વૃક્ષો તો મનુષ્ય ઉપર ઉપકારજ કર્યા કરે છે ત્યારે શ્રેષ્ટમાં શ્રેષ્ટ મનુષ્યો અવતાર અને તેમાં પણ બ્રાહ્મણ જેવી અતી ઉત્તમ પદવી મેળવીને પશુ-પક્ષી અને વૃક્ષો કે જે જડ છે તેનાથી પણ ઉતરતું કામ કરવું એ કેટલું ખેદકારક છે.

બ્રાહ્મણો ભીખ માગવામાં જેટલો વખત ગાળે છે અને તેના માટે જેટલી દરકાર રાખે છે તે પ્રમાણે વખત અને દરકાર પોતાના પુરૂષાર્થમાં ગાળે તો કેટલુંએ કાર્ય કરી શકે એક યજમાન બાર માસમાં બે વખત જમવાનુ કહે કે કદાચ બે વખત સીધું દક્ષણા આપે તેની એટલી તો ઓસીઆળ અને ખુસામત કરે છે કે પાળ નહીં કરકસરીઓ યજમાન બ્રાહ્મણ પાસેથી કામ લેવા ધારે તો માત્ર બે ચાર વખત જમાડવામાં એક મજબુત અને સારા નોકરનું કામ લઇ શકે આ કામ એક બ્રાહ્મણનું પશુ અને તેમાં પણ ખરજેવું છે કુંભારના મજબુતમાં મજબુત ખરપાસેથી રૂપીઆની થેલી લેવી હોય તો તે ખરને માત્ર કડલો ઘાસ નાંખો એટલે પછી તેની પાસેથી રૂપીઆની થેલી મજેથી ઉપાડી લ્યો તેની તે ખરને દરકાર હોતી નથી. માત્ર એક પાઇની ઘાસના બદલામાં રૂપીઆની થેલી લેવાઇ શકાય ખરને તે વીચાર નથી સુજતો કે રૂપીઆની થેલી લેવા આપું છું તેનું ખડતો બે ચાર વરસ ચાલે તેટલું આવશે તેમ બ્રાહ્મણને પણ વીચાર નથી સુજતો કે માત્ર ભીખથી માગવાના કાર્ય માટે કેટલો પ્રયાશ અને નીતી સદ્દગુણો આપી દેવા પડે છે.

મફતનો માલ ખાવાથી શરીર શીથલ, સુસ્ત અને જડ બને છે હાડકાં હરામનાં થાય છે અને કાંઈ કામ કરવું ગમતું નથી. આ બધા અવગુણો બ્રાહ્મણો જાણીશકે તેમ નથી માથા ઉપરના વાળ કોઇથી જોવાઇ શકાય નહીં તેમ જે માણસે જે વસ્તુનો સ્વીકાર કરેલ છે અને માથે ચડાવેલ છે તે તેને જોઇશકે નહીં એતો જ્યારે તે વસ્તુને આપણે સામી રાખીએ અને તેનો ત્યાગ કરીએ તોજ તેનો ચીતાર આપણાથી વર્ણવી શકાય.

એક દીવસ એક ધર્મશાળા અંદર કોઇ મુસાફીર રાવળ પોતાનાં બેચાર ગધેડાં સાથે ઉતરેલ હતો તેજ ધર્મશાળામાં ભીખ માગી પુષ્કળ લોટ કમાએલ એક આનંદમાં આવેલા બ્રાહ્મણે તે જગ્યાએ રાવળની સાથે મુકામ રાખ્યો થોડીવાર થઇ અને ગધેડાવાળા રાવળને પોતાના માટે ખાવાનું લેવા જવાની જરૂર પડી અને પોતાનાં ગધેડાં માટે યોગ્ય સંભાળ રાખવાનું પહેલા બ્રાહ્મણને કહી ગધેડાંવાળો રાવળ ગામમાં ગયો અને તુરતજ ગામ બહાર દરવાજેથી ઢોલ વાગતે ઘણાં માણસો નીકળતાં પહેલાં બ્રાહ્મણની નજરે પડયાં કે તુરત આ બ્રાહ્મણ ભાઇને વીચાર થયો કે કોઇ બાઇ સાસરે જાય છે તેનું આ આણું હોવું જોઇએ એમ વીચાર કરે છે તેટલામાં ત્યાં એક ગૃહસ્થ આવીપોંચવાથી તેને પુછતાં તે વાત ખરી જણાઇ દીવસના એક બે વાગ્યાનો અરસો થયો છે ત્યાં સુધી બ્રાહ્મણભાઇ જમ્યાતો નથી પણ સ્નાન પણ કર્યું નથી અરે દાતણ વગરનાજ હતા. અને દક્ષણા લેવાની લાલચથી પોતાનો લોટનો ખડીઓ. ધર્મશાળામાં એક ખીંટીએ લટકાવીને ગયા બાદ થોડા વખત પછી ખડીઆ અંદરના લોટની બાસ બે દીવસથી ભુખે મરનાર ગધેડાને આવી અને માહારાજના લોટના ખડીઆવાળી ખીંટી કે જયાં ગધેડાનું મો પોચીશકાય તેમ હતું ત્યાંથી ખડીઓ મોઢાવતી જમીન ઉપર નાંખી બહુ મજેથી લોટ ખાધો એટલામાં તે ગધેડાના માલીક રાવળનું ત્યાં આવવું થયું અને આ બનાવ જોઇ ઘણોજ વીસ્મય થયો અને પશ્ચાતાપ કરી પરીણામે મોટે સાદે બુમે બુમ પાડી રોવા માંડયો તેટલામાંતો દક્ષણા લઇ મહારાજશ્રી પધાર્યા અને ગધેડાવાળાને માટે સાદે રોવા ઉપરથી બીજાં કેટલાંએક માણસો ત્યાં એકઠાં થયાં અને આ દેખાવ જોઈ ગધેડાના માલીકને

છાનો રાખવા પ્રયાશ કરવા અને રોવાનું કારણ પુછવા લાગ્યાં તેમ તેમ ગધેડાનો માલીક વધારે દીલગીરીથી રોવા લાગ્યો પરંતુ દેખાવ ઉપરથી તેઓના જાણવામાં ખરી હકીકત આવી અને તે ઉપરથી ગધેડાના માલીકને ઠપકો આપી કહેવા લાગ્યા કે અરે મુર્ખ રૂવે છે શેનો એક તો બીચારા ગરીબ બ્રાહ્મણનો તારે ગધેડે લોટ ખાધો અને ઉપર જતાં તેને પૈસા લોટની કીમતના આપવા પડશે માટે શું લુચાઈ કરી ઢોંગ કરે છે. આવા અનેક પ્રકારોના ખરાબ શબ્દો થી જુદા જુદા માણસોએ ગધેડાવાળાને કહ્યું ત્યારે તેનો પ્રત્યુત્તર આપવાની ખાતર તેનું રોવું બંધ થયું અને કહેવા લાગ્યો કે અરે ભાઇઓ લોટની કીમત આપવી પડશે માટે રોતો નથી લોટથી બમણી કીમત માહારાજને આપું છું એમ કહી બમણી કીમત બ્રાહ્મણને આપી અને કહેવા લાગ્યો કે હું લોટ માટે રોતો નથી પણ માહારાં ગધેડાં નકામાં થયાં તેના માટે રોઉંછું કારણકે માગેલું હરામનું મફતનું મારા ગધેડાંઓએ ચાખ્યું હવે તેને હરામનુંજ ખાવાની જ લાલચ રહેશે ને તે લાલચમાં પડવાથી તે તેવુંજ ગોતતાં રહેશે અને તેથી આ ગધેડાં જે માહારૂં કામ કરી માહારા આખા કુંટુંબનું ગુજરાન ચલાવતાં હતાં તે હવે થઇ શકશે નહી હવે માહારાં ગધેડાં મેહેનતનું કામકદી નહીં કરે એમને પાકો અનુંભવ છે મારી આ જીવીકાએ ગધેડાં ઉપર છે માહારી આ જીવીકા આજથી તુટી તેથી રોઉછું હું કે માહારાં જાનવરો હરામનું ખાતાં નથી પરમેશ્વર મને હકનુંજ ખાવા આપે તો બસ છે હરામનું ખાવામાં દાનત પણ હરામનીજ થાય છે હું રાવળ હોવાથી પ્રથમ માગી ખાવાનોજ ધંધો કરતો હતો ત્યારે મને તેનો પાકો અનુંભવ થયો છે હું તે વખતે એકલોજ હતો અને માગીખાવા શીવાય બીજું કાંઇ સુઝતું નહીં પણ જ્યારે

સારા માણસની મને સોબત થઈ ત્યારે હું હકના ખાવાના રસ્તે વળગ્યો અને તેથી બૈરાં છોકરાં જાનવર વીગેરે રીધી સીદ્ધી પ્રાપ્ત કરીશકયોછું પણ પાછી મારી તેની તેજ દશા થઈ એમ મને યાદ આવવાથી મારૂં રોવું બંધ રહેતું નથી એમ કહી પુનઃ રોવા લાગ્યો લોકો પ્રથમતો હસીપડયાં પણ વાત વ્યાજબી હોવાથી તેનો પ્રત્યુત્તર કોઇ આપીશકયું નહીં એક રાવળજેવાને પણ બીખ અને હરામ માટે કેટલો ખેદ અને પશ્ચાતાપ છે શાસ્ત્રમાં કહ્યું છે કે.

**प्रतिग्रहसमर्थोपि प्रसंगं तत्रवर्जयेत् ।**

**प्रतिग्रहेनह्यस्यासु ब्राह्मंतेजः प्रशाम्यति ॥**

**ભાવાર્થ**—દાન લેવાથી બ્રહ્મતેજની હાની થાય છે માટે દાન લેવા જેવો પ્રસંગ બની આવે તો પણ તે છોડી દેવું જોઇએ.

આમ છે તો પછી બ્રાહ્મણોનો નીરવાહ શા ઉપર અને કેવી રીતે કરવો જેના માટે કહ્યું છે કે,

**अकृत्वा परसंताप नगत्वाखलमंदिरम् ।**

**अक्लेशयित्वाचात्मानं यत्स्वल्पमपितद्बहु ॥**

**ભાવાર્થ:**—બીજાઓને દુઃખ આપ્યા વગર તથા દુષ્ટ લોકોના દ્વારપર ગયા વગર અને પોતાના આત્માને કલેશમાં નાંખ્યા વગર જે કાંઇ થોડું ઘણું હોય કે મળે તે પણ ઘણું છે એમ સંતોશ માનવો જોઇએ.

આ પ્રમાણે નિસ્પૃહતાથી બ્રાહ્મણોએ પોતાનો નિર્વાહ ચલાવી ધર્મ કર્મ કરવાની પોતાની ફરજ છે અને તે આવ્યશક માની કરવું

જોઇએ ધર્મ ક્રિયાની પ્રધાનતા હોવાથી નિર્વાહાદિક સાધનો કુદરતી રીતે આવ્યા કરશે એવો દ્રઢ નીશ્ચય રાખી ધર્મ કર્મ કરવું જોઇએ. હાલના બ્રાહ્મણો મંત્રાદિક વિગેરે જપ જપાદીક અને અનુંષ્ટાન કરે છે અને તેની ફરીઆદો તે બ્રાહ્મણ જ કરતા હોય છે કે મંત્ર, જપ અનુષ્ટાને ફળ આપ્યું નહી પરંતુ વીચાર કરતા નથી કે મંત્ર સિદ્ધિ તો પ્રથમથી ગુમાવી છે કહ્યું છે કે

**परान्तेनोदरंदग्धं हस्तौदग्धौ प्रतिग्रहात्।**
**परस्त्रीभिर्मनोदग्धं मंत्रसिद्धिःकथंन्नवेत् ॥**

ભાવાર્થ—બ્રાહ્મણોએ પરાયુ અન્ન ખાઇ ખાઇને પોતાનું પેટ બાળી નાંખ્યું છે, પારકાં દાનો લઇ લઇને હાથ બાળી નાંખ્યા છે અને પરસ્ત્રીનું ચિંતવન કરતાં કરતાં મનને પણ બાળી નાંખ્યું છે ત્યારે એવા બ્રાહ્મણોને મંત્રસિદ્ધિ કયાંથી થાય ?

મંત્રસિદ્ધિ મળવા માટે તો બ્રહ્મચર્ય, ઉપવાસ કે ફલાહાર, ભૂમિશયન, અસત્ય આચરણોનો ત્યાગ ઇત્યાદિ શુદ્ધ મનોભાવથી પવિત્રપણે રહી વર્તન કરવાનું હોય છે વીશેષમાં કહ્યું છે કે

असंतुष्टा द्विजानष्टाः—આ ઉપરથી જણાશે કે સંતોશ એ બ્રાહ્મણ માટે પરમ ધર્મ કહેલ છે.

પરંતુ કોઇ વીષય જયાં સુધી આપણે ગુણરૂપ માની બેઠા છીએ ત્યાં સુધી તે છોડવાનું મન થતુ નથી પરંતુ જયારે તેને જોવાની તક મળે અને દોષ દર્શન થાય ત્યારે જ તે છોડાય છે યાચકપણું કેટલું હલકું છે જુઓ શું કહે છે.

**तृणादपिलघुस्तूल स्तूलादपिचयाचकः ।**
**वायुनाकिंननीतोऽसौ मामेवंप्रार्थयेदिति ॥**

**ભાવાર્થ**—હલકામાં હલકું તણખલું કહેવાય છે તેનાથી પણ રૂ અતિ હલકું છે અને યાચક એટલે માગનારો તો તેથી પણ હલકો છે.

આથી જણાશે કે યાચકપણું અધમમાં અધમ છે કદાચ કોઈ જાડી બુદ્ધીવાળો મુરખ માણસ પોતાની મુર્ખતા જેવો સવાલ કરે કે રૂથી પણ યાચકપણું જ્યારે હલકું છે ત્યારે રૂની માફક ઉડી શકાતુ કેમ નથી ત્યારે તેવા મુર્ખ માણસને જવાબ આપવાનો છે કે ત્રણ પોહોરના રાજાનો અહંકાર બ્રાહ્મણો પોતાના શરીર ઉપર રાખે છે અને તેથી તેવા અહંકારે અને અનીતીના પથરાએ એવું તો દાબેલ છે કે ઉડી શકાય તેવું રહ્યું નથી વળી પવન પણ વીચારે છે કે યાચક તો જેને જુવે તેની પાસે માગે છે ત્યારે કદાચ માહારી પાસે માગશે તો હું શું આપીશ એવા ભયથી પવન પણ દુર રહેવા ઈચ્છે છે તો બીજા દેવતા અને દેવી શક્તી તથા સદ્ગુણો તો યાચકની નજદીકમાં પણ ક્યાંથી હોય ? વળી જુઓ શું કહે છે.

**एकेन तिष्ठताधस्ता दन्येनोपरितिष्ठता ।**
**दांतृयाचकयोर्भेदः कराभ्यामेत्र सूचितः ॥**

**ભાવાર્થ**—માગનાર અને દેનાર એ બેમાંથી એકનો હાથ નીચે હોય છે અને આપનારનો હાથ ઉપર અને માગનારનો હાથ નીચે

હોય છે આ ઉપરથી જ બુદ્ધીમાન પુરૂષો વીચાર કરશે તો જણાશે કે આપનાર ઉંચો છે અને માગનાર નીચો છે.

અનુભવ થયો હશે તે તો જાણતા હશે કે યાચકપણું કેવું છે.

तीक्ष्णधारेण खड्गेनवरंजिव्हाद्विधाकृता ।
नतुमानंपरित्यज्ज्य देहिदेहिति भाषितम् ॥

**ભાવાર્થ**—ઝીણી ધારવાળી તલવારથી જીભના બે કટકા કરી નાંખવા એ ઘણું સારૂં છે પણ માન મુકીને "મને આપો" "મને આપો" એમ બોલીને ઘરોઘર રખડવું એ સારૂં નથી. હવે તો હદ થઇ.

આ પ્રમાણે ભીખ માટે જ્યારે શાસ્ત્રો આમ બુમ પાડીને આપણને સુચવે છે છતાં પણ આપણે ન સાંભળીએ અને તેનું વર્તન ન કરીએ તે કેવું કહેવાય બ્રાહ્મણો માટે તો આ પ્રમાણે છે પરંતુ દરેક મનુષ્ય એટલે વૈશ્ય, ક્ષત્રી અને શુદ્ર પણ કેવા હોવા જોઇએ એ સાંભળો.

येषांनविद्यानतपोनदानं नचापिशीलंनगुणोनधर्मः ।
तेमृत्युलोके भूविभारभूतामनुष्यरूपेणमृगाश्चरंति॥

**ભાવાર્થ**—જે માણસમાં સદ્‌વિદ્યા, તપ, દાન, શીલ, સદ્‌ગુણ અને ધર્મ નથી તેને આ લોકમાં કેવળ ભારરૂપ અવતરેલો જાણવો અને માંણસના આકારમાં મૃગરૂપે વિચરનો જાણવો મૃગલું તો બીચારૂં નિરપરાધી પ્રાણી ગણાય છે પણ તેથીએ આવા મનુષ્યોને હલકા ગણવા જોઇએ.

આ પ્રમાણે બ્રાહ્મણો અને તે શીવાયના ક્ષત્રી વૈશ્ય શુદ્રે હોવું જોઈએ અને તે વર્તન રાખવું જોઇએ. કર્મરહીત બ્રાહ્મણ અને બીજા મનુષ્ય આ ધર્મારણ્ય લોહેશ્વર ક્ષેત્રમાં પ્રતી વારસીક પૂરા પ્રેમ અને નીશ્ચય વીશ્વાસથી ચારે વર્ણો પૈકીજે કોઇ હશમ આવે છે અને લોહેશ્વર સન્મુખ લોહેશ્વર માહાત્મ્ય સાંભળે છે તેઓને સદ્દવિદ્યા, તપ, દાન, શીલ વીગેરે પ્રાપ્ત થતાં પરીણામે તેઓ નીતીના રસ્તે જાય છે અને તેઓના કરેલાં પાપો બળી જઇ ભસ્મ થાય છે અને તેમનો ઉદ્ધાર થાય છે.

---

# વિભાગ ૫.

ચારે વર્ણાશ્રમે પોતપોતાના ધર્મ પ્રમાણે વરતવું જોઇએ. શુદ્ર જાતીએ પણ દીકરીનું વેચાણ કરવું જોઇએ નહીં દીકરીનું વેચાણ કરનાર કર્મ ચાંડાલ કહેવાય છે અને તે જાતી ચાંડાલથી પણ નીંચ છે કારણ કે જેમ શુદ્રે પોતાનું કામ જે શેવાદીક કરવાનું છે તેમ કરવામાં કાંઇ પાપ નથી પણ બ્રાહ્મણો શેવાદીક કામ કરે તો ઘણું જ ઉતરતું અને નીંચ કામ કર્યું કહેવાય તેજ પ્રમાણે જાતી ચંડાલને ત્યાં જન્મ કુદરત આપે છે અર્થાત કર્મ આપે છે અને તેથી જાતી ચંડાળને ત્યાં જન્મ હોવાથી તે કામ કરવું તેમાં કાંઈ પ્રત્યવાય નથી પણ તેનું કામ બીજી વર્ણાશ્રમ કરે તો આપણને જ કેટલો ત્રીરસ્કાર થશે તે બાબત વીચાર કરો તો જણાશે.

આવા જાતી ચંડાળમાં પણ દીકરીનું વેચાણ કરતા નહોતા પરંતુ ઉંચ વર્ણમાં દીકરી વેચાણનું કામ તેઓના જોવામાં આવ્યું.

અને તેની અસર ઘણે થોડે અંશે તેઓમાં થઈ અને તેથી માત્ર દીકરીના વીવાહ લગ્ન કરવામાં ખરચ થવા પુરતી રકમ તેઓ હાલ કળીયુગમાં પણ લે છે પરંતુ બ્રાહ્મણ અને વૈશ્ય માફક દીકરીનાં હાટકાં અને માંશ ચાંદીના ભાવે વેચતા નથી. ત્યારે વીચાર કરો કે એ કામમાં આપણે આવા દીકરી વેચાણ કરનાર બ્રાહ્મણ અને વૈશ્ય કરતાં જાતી ચંડાળને શ્રેષ્ટ કહેવો પડશે આથી જાતી ચંડાળથી કર્મ ચંડાળ ઘણો જ નીંચ સમજવાનો છે જેમ જાતી ચંડાળને અટકવાથી સ્નાન વીગેરે કરવાની જરૂર છે તેમ કર્મ ચંડાળ માટે પણ બહુ જ સાવચેતી રાખવાની જરૂર છે બનતાં તક કર્મ ચંડાળના હાથનું નૈવેદ્ય પણ દેવને ધરાવી શકાતું નથી.

આ પ્રસંગે પ્રશ્નએ થાય છે કે દીકરીને વેચવા જેવું નીચ કામ બ્રાહ્મણોમાં શી રીતે દાખલ થયું હશે તેનો વીચાર કરીશું તો જણાય છે કે નીચું કામ કરતાં નીચે જવાય છે અને ઉચુ કામ કરતાં ઉંચે જવાય છે દાખલા તરીકે મકાન બાંધનાર મકાન બાંધતો બાંધતો ઉંચે ચડતો જાય છે કારણ કે તેણે પોતાનું કામ ઉચા પ્રકારનું હાથમાં લીધું છે અને કુવો ખોદનાર માણસ ખોદતો ખોદતો નીચે જાય છે કારણ કે તેને પોતાનું કામ નીચા પ્રકારનું હાથમાં લીધાથી તે નીચે જાય છે તેમ નીચ જરા કામ કર્યું કે તુરત તેથી બીજું વધારે નીચ કરવાની મરજી થાય છે અને તેટલું થયું કે તુરત તેથી વધારે નીચ કામ કરવાની મરજી થાય છે અને અન્ત્યે છેવટના નીચ કામે આવીને અટકવું પડે છે તેમ ઉચા પ્રકારના કામમાં સંધ્યા કરવા ઉપર શ્રદ્ધા થઈ તો થોડા વખત પછી દેવ પુજા કરવા ઉપર મરજી થશે અને તેથી આગળ જતાં-વ્રત-

અને વધારે પુજા લંબાવવા સ્તુતી પ્રાર્થના કરવા મરજી થશે અને તે પ્રમાણે વધતા ગયા તો પછી છેવટે યાત્રાઓ કરવા જરૂર લાગણી થશે અને તેથી દયા પ્રથમ ઉત્પન થઇ સત્ય બોલ વા લાગણી થઈ કે નીતી તુરત દાખલ થશે આમ થવાથી દયા–નીતી. સત્ય આ ત્રણે તમારી પાસે રહ્યાં તો પછી બાકી શુ રહેવાનું !

## કર્મ હીણ કથા.

માટે ઉતરતાં કર્મો છોડી દેવાં એ મનુષ્ય માત્રનો ધર્મ છે બ્રાહ્મણ જેવા અતી ઉત્તમ વર્ણ પ્રથમ કર્મ હીન થયા એટલે નીતી અને સત્ય ઘરમાંથી ગયાં અને કર્મ સાથેજ દયા તો પ્રથમથીજ રવાના થઇ હતી. કર્મ હીણથી આટલું જાય છે હવે શું રહ્યું !

માત્ર હવે ઉતરતું કામ જાણવાનું સાધન રહ્યું નીતી સત્ય અને દયા એ ત્રણે જણાં ગયાં એમ જ્યારે ઘરમાં રહેલાં લક્ષ્મી બાઈના જાણવામાં આવ્યું ત્યારે લક્ષ્મી બાઇને પોતાનું કોઈ બરોબરીયું તો ઘરમાં કોઇ રહ્યુ નહીં અને તેથી તેમને પણ ચેન પડયું નહીં એટલે ધીમે ધીમે તે પણ ગયાં હવે તો સાંજથી સવાર અને સવારથી સાંજ કાંઇક મોટી થવા લાગી અને વીકાળ દેખાઇ ત્યારે ભીક્ષા વૃત્તીનો ખડીઓ હાથમાં લીધો અને કલ્યાણ કલ્યાણ કરવા અને ચોતરફ ફરવાનું મન થયું પરંતુ તેમાં તો માત્ર લોટજ આવવા લાગ્યો ત્યારે બીજું સાધન જોઇએ તેના માટે શું કરવું તે નો વીચાર થયો અને છેવટે તુરતજ જુડાભાઇ પધાર્યા અને વીચારને મદદ મલી કે તુરત અનિતી, અસત્ય, પ્રપંચ–છલ કપટની કુંપની એ હૃદય સ્થાનમાં નીવાસ કર્યો અને પોતાનું નાટક ભજવવા શરૂઆત કરી પરંતુ પ્રથમ તો થોડા વખત તે નાટક ચેટક રૂપે

ચાલ્યું છેવટે તે તો ભાગી પડયું અને ઉલટી હીણ દશાને પ્રાપ્ત થવું પડયું હવે પેટ ભરવાનું સાધન રહ્યું નહી અને ઘણી ઘણી આણીને ખાવાના સંકષ્ટો એ પ્રવેશ કર્યો તેવામાં એક તેવાજ વૃદ્ધ બ્રાહ્મણ વૃદ્ધવસ્થામાં ઘર ભંગ થયા અને તેમને પોતાના મામાનો વારસો મલવાથી તુરતના પૈસાદાર થયા હતા તેથી સાયઠ વરસે સંસારમાં ડુબાવનારી મદીરેક્ષણા (સ્ત્રી) લાવવા અને સંસારમાં ફસવા વીચાર થયો તેવામાં આ વૃદ્ધ પુરૂષના જાણવામાં આવ્યું કે કર્મ હીણ બ્રાહ્મણને ત્યાં એક દીકરી દશ વરસની છે આ વૃદ્ધ બુઢ્ઢા પાસે તદન હરામના અને મફતના પૈસા પોતાના મામાના વારસાના આવ્યા હતા તેથી સદ્ઉપયોગ્યમાં વાપરવા અને તેનો લાભ પોતાના આત્મા વીગેરેને આપવા હક હતો નહી, તેથી હીણ કર્મ બ્રાહ્મણ પાસે ગયા અને પોતે પૈસાદારની સ્થીતી બતાવી મનગમતા પૈસા આપવા લાલચ પણ જાહેર કરી આ લાલચબાઇ પેલા કર્મ હીન બ્રાહ્મણના હૃદયમાં જે અસત્ય ભાઈ રહેતા હતા તેનાં વહુ થાય તેથી તે વાત તો આકર્મ હીણ બ્રાહ્મણને કાંઈક ખારી જણાઇ અને દુઃખ પણ દુર થવા વખત આવ્યો એમ સમજી પેલા વૃદ્ધ બ્રાહ્મણ પાસેથી મનગમતા પૈસા લઇ પોતાની દીકરી કે જે દશ વરસની હતી તે સાયઠ વરસના બુઢાને વેચાતી આપી આ વૃદ્ધભાઇ દશવરસની કન્યા સાથે એક વરસ માથાકુટમાં પડયા કે તુરત તમને તો યમદુતો આ મંત્રણુ માટે યમપુરીમાં લઈ જવા સારૂ આવ્યા. તેમણે આના કાની તો બહુ કરી આંખોમાંથી આંસુ આવ્યા ડસકાં પણ ખાધાં-બુમ ગભરાઇ પણ ગયા અવાચક પણ થયા જીભ અને કાન આંખના દેવતાની સોબત પણ છોડી તોએ પેલા યમદુતોએ તો કાંઇ દયા કરી નહીં છેવટે નાપાડતે નાપાડતે પણ તેમની સાથે

જવું પડયું અને ત્યાં જતાં વેંતજ તેમના મામાના જે પૈસા વારસા ના નામથી લીધા હતા તે માટે યમરાજા તો તાડુકીને ગોટે સાદે બોલવા માંડયા કે.

**વારસાના હકથી પૈસા લેનારાઓ તે પૈસાનો ઉપ-યોગ્ય મરણુ જનાર વાંસે વાપરવા અગર સદઉપયોગ્યમાં દયા–નીતી અને સત્યના રસ્તે પ્રાણી માત્રના ઉપયોગ્યમાં વાપરવાની શરતથી લે છે તો તેં તારા મામાના પૈસા તેવા કયા રસ્તે વાપર્યા છે તેનો હીસાબ બતાવ.**

મામાના પૈસાથી મદીરે ક્ષણુતો પરણ્યા તેવામાંજ આ યમપુરીના શરણે આવવું પડયું અને આવા ગંભીર શબ્દો સાંભળતાંજ કંપવા થયો અને જવાબ શું આપે જવાબ આપતાં વીલંબ થયો કે યમદુ-તોએ ધડાધડ માર પછાડ કરવા માંડી.

( અરરરરર આ પ્રમાણે કેમ સહન થાય આપણી પાસેથી પણુ હીસાબ આ પ્રમાણે માગવામાં આવશે ત્યારે શું જવાબ આપી શું?)

વૃદ્ધભાઇ તો માર ખાય છે પરંતુ પેલા કર્મહીણુની શું દશા થઇ તે જોઇએ કર્મહીણુને તો પોતાની છોકરી વાધવા થઇ અને બીજો નવો પૈસો પણુ લાવી. કર્મહીણુ અને તેની સ્ત્રી તેના ઉપર તાગડ-ધીન્નાં કરવા માંડયા અને આ યુવાન થએલ કન્યાનો પ્રતાપ સમજી યુવાન બાળાને તો લાડ લડાવવા અને તેની મરજી મુજબ ફરવાની છુટ આપી કર્મહીણુના ઘરમાં અનીતી તો કયારનાં પધાર્યાં હતાં તે યુવાન બાળાની સાથે ફરવા લાગ્યાં અને તેથી અનીતીની સોબતની અસરને લઇને યુવાન બાળા એક બે વખત સપડાયાં અને તેમાં મોટી રકમનો ભોગ પાપી પોલીસને આપ્યો અને તે પૈસાની મદ-દથી પોલીસે અનીતીની સલાહનો ઉપયોગ કર્યો અને અનીતી સાથે

હોવાથી યુવાન બાળા બચી પરંતુ યુવાન બાળાને અનીતીની સોબત છુટી નહીં અને છેવટે મનુષ્ય હત્યાના કામમાં સપડાયાં અને આબરૂની ખાતર કર્મહીણે તથા તેની સ્ત્રી એ પણ મદદ કરેલ તે વાત જાહેરમાં આવી. અને યુવાન બાળા–કર્મહીણુ અને તેની સ્ત્રી કોર્ટના બારણે ઉભાં થયાં કર્મહીણુ પાસેનો પેલા વૃદ્ધનો જે પૈસો બચ્યો હતો તે વાંકુબોલનાર વકીલોને આપવામાં ગયો અને પરીણામે ॥ सत्यमेव जयते ॥ સાચી વાત કોર્ટમાં નીકળી આવી અને મનુષ્ય હત્યા માટે કર્મહીણુને તેની સ્ત્રીને અને પેલી વીધવા બાળાને ફાંસીએ લટકાવ્યાં.

( અરરરર કર્મહીણુની આ દશા. આપણે પણ કર્મહીણુ થયા તો આવું જ કે ! )

એટલામાં ત્યાં યમદુતો આવ્યા અને કર્મહીણુને તથા તેની સ્ત્રીને અને તેની બાળાને યમરાજ પાસે લઈ ગયા યમરાજ પાશે આ ત્રણે જણાં રજુ થયાં કે તુરતજ મહા ગંભીર સાદે તાડુકા કરી યમરાજ બોલ્યા કે.

અરે યમદુતો. કર્મહીણુ અને તેની સ્ત્રીએ કાંઈ પણ ધાર્મીક કામ કરેલ નથી તેથી તેમનું અને તેની બાળાએ નીંચમાં નીંચ કામ કે જે પરપુરૂષ સાથે વર્તન તે કામ કરેલ છે માટે મહારી પાસે લાવી આવા નીંચ પાપીનું મોઢું મને બતાવતાં પહેલાં અગ્નીથી તૈયાર થએલા અને ધખધખતા અંગારા ઉપર એ ત્રણે જણાંને ઉભાં રાખો અને આ વારસાની મીલકતનો ગેર ઉપયોગ કરનારને પણ ત્યાં લઈ જઈ તેની સાથે રાખો.

યમરાજાના હુકમનો અમલ થયો અને કર્મહીણુ કુટુંબને તથા પેલા વૃધને ધખધખતા અંગારા ઉપર ઉભા રહેવા વખત આવ્યો

કે તુરત બુમેબુમો પાડવા માંડયાં પણ હવે ઉપાય સો એટલામાં કર્મહીણે બાળવયમાં થોડુંક ધાર્મીક કામ કરેલ તેના પુણ્ય પ્રતાપે. યમરાજાના મુખ્ય પ્રધાન ચીત્રગુપ્ત ત્યાંથી. શીવોહં શીવોહં શીવોહં ભજતા નીકળ્યા આ શબ્દો પેલા કર્મહીણના સાંભળવામાં આવ્યો કે તુરત તે અને તેનું કુટુંબ તથા વૃદ્ધ શીવોહં શીવોહં શીવોહં જપવા માંડયા અને થોડીવાર થઇ કે તુરત આકાશ વાણી સંભળાઇ અને વરસાદની વૃષ્ટીથઇ અંગારા ઠંડા થયા.

અરે યમરાજા શીવ સ્મરણ કરનારને શીવ લોકમાં નહીં મોકલતાં યમપુરીમાં કોણ લાવ્યું છે જાણવામાં નથી કે થોડા અરસા ઉપર મૃત્યુલોકમાં એક મહાત્મા ધર્મની નીંધ્યા કરતો હતો અને ભોળાજનોને શીવ એવા કલ્યાણ નામથી અટકાવતો હતો વળી તે સાથે સ્ત્રીઓને પોતાની પાસે નમાવી સ્પર્સ કરતો હતો જેને યમદુતો લેવા ગએલા પરંતુ મરણ વખતે બે હોઠ ભેગા થવાથી "શીવ". એવા સેવી સીસોટી કુદરતથી થએલ અને તે શીવ દુતોના જાણવામાં આવવાથી શીવદુતો અને યમદુતો વચે મહાન તકરાર થઇ હતી પરંતુ છેવટ શીવનામનો ઉચ્ચાર સ્વભાવીક થવાથી શીવ દુતોએ શીવ લોકમાં રજુ કર્યો પરંતુ તજવીજમાં તેનાં કર્મો ધાર્મીક નીંધ્યા કરનાર નીંચકર્મો અને સીદ્ધા રસ્તે ચાલનાર ભકતોને આડે રસ્તે દોરેલાં એવાં અઘોર પાપો જણાયાથી શીવલોકનો લાભ મેળવવા તેનો

અધીકાર હતો નહીં પરંતુ છેવટે શીવ ઉચ્ચાર કુદરતે થઇ જવાથીશીવસ્મરણ કરવાની તક આપવા સારૂ ધર્મારણ્ય લોહેશ્વર ક્ષેત્રમાં એક કુંભારને ત્યાં ગધેડાના અવતારે મોકલ્યો હતો અને તે તેવા ક્ષેત્રમાં પશુયોનીમાં જન્મ લઇ શીવસ્મરણ કરવાથી શીવલોકનો ભોગી થએલ છે તો પછી આતો ચારે જણાં ઇરાદા પૂર્વક શીવોહં શીવોહં જપી રહ્યાં છે તેમને શીવલોક પ્રત્યે કેમ મોકલ્યાં નથી.

એટલી આકાશવાણી પુરી થતાંની સાથે શીવદુતો ત્યાં આવ્યા અને તે ચારે જણાને શીવલોકમાં રજુ કર્યાં તેઓની ત્યાં તજવીજ થઇ પણ તેટલાજ ઉચ્ચારથી શીવલોકમાં તેઓને નહીં રાખતાં શીવસ્મરણ ભજવા મચ્છર યોનીમાં ચારેજણને મોકલી ધર્મારણ્ય લોહેશ્વર ક્ષેત્ર તરફ મોકલ્યાં અને સદ્ભાગ્યે મચ્છર યોનીમાં જન્મલઇ લોહેશ્વર ક્ષેત્રમાં જઈ શીવસ્મરણ અને શીવદર્શન છોડયાં નહીં જેના પ્રતાપવડે તેઓ ચારે જણાં શીવલોકમાં ગયાં.

આમ છે તો પછી આપણો પણ પૂર્વનાં સંચીતને લઈને આપણો જન્મ લોહેશ્વર ક્ષેત્રથી નજદીકમાં છે તો તેનો લાભ શા માટે ન લેવો.

શ્રી જગન્નાથ મહાત્મ્ય પુરેપુરૂં જેના વાંચવામાં કે સાંભળવામાં આવ્યું હશે તેમના જાણવામાં હશે કે શ્રી જગન્નાથ ભગવાનનાં જે દર્શન કરે છે તે તમામને બ્રાહ્મણનો અવતાર આપવો પડે છે હાલમાં શ્રી જગન્નાથજી જવાની એવી તો સરલતા થઈ છે કે વાઘરી વીગેરે હલકા વર્ણના લોકો સાધુવેશે જાય છે તેઓને રેલવે ટીકીટ આપનારા ગૃહસ્થો સાધુબાને અપાવે છે અને તેથી ઉત્યમ વર્ણ કરતાં આવાં વાઘરી વીગેરે હલકા વર્ણો હીંસા કરનાર ઇસમો શ્રી જગન્નાથ

ઘણાં જાય છે અને તે પરીણામે બ્રાહ્મણનો જન્મ ધારણ કરે છે. પરંતુ પૂર્વનાં કર્મ જરા પણ જતાં નથી અને તેનાં તે રહે છે તેથી કર્મ ધર્મ, અને પોતે કોણ એનો તો વીચાર સ્વપ્નમાં પણ કયાંથી થાય. પોતાનું પૂર્વ કર્મ કેજે પોતે જાણેલું છે માનેલું છે તે છોડી શકાતું નથી. કન્યાવિક્રય એ શબ્દનો અર્થ પણ કયાંથી જાણે, તેતો બીચારા ફરજીઆત. ઇચ્છાવગર બ્રહ્મયોનીમાં આવ્યા પણ પૂર્વનું કર્મ કેજે ભીખમાગવાનું વીક્રય કરવાનું. દીકરીનું દ્રવ્ય, નીર્દયતા અસત્ય પાખંડ -પ્રપંચ-છલ-કપટ-નીંધ્યા-પરસ્ત્રીસ્મરણ આ બધાં પૂર્વનાં કર્મ જે અધુરાં રહેલ હોય છે તે ભોગવવાં પડે છે અને બ્રાહ્મણ જેવી ઉત્પમ વર્ણમાં આવી આવાં નીચકર્મો કરવાથી અચુહદ શીક્ષાને શરણ થવું પડે છે અને પરીણામે નીંચમાં નીંચ અને હલકામાં હલકી યોનીમાં જન્મ લેવા પ્રસંગ આવે છે.

આ પ્રમાણે છે તો પછી નજીકમાં નજીક ધર્મારણ્ય ક્ષેત્રના શરણે આપણે છીએ તો પછી તે લાભ શા માટે મુકી આપવો જોઇએ દરેક વર્ણવાળાએ પ્રતી વારસીક પોતાના અપરાધની નીક્ષમા માટે અને દેવ-પીતૃ રણથી મુક્ત થવા માટે આ લોહેશ્વર ક્ષેત્રમાં ખાસ આવવાની જરૂર છે જે માણસ આ ક્ષેત્રમાં પ્રતીવારસીક નાયમ પૂર્વક આ ક્ષેત્રમાં આવે છે તો દેવ પીતૃ રણથી મુક્ત થઇ રીદ્ધી સિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે અને છેવટે અત્યંત દુર્લભજે મોક્ષ ધામ છે તે પણ મેળવી શકે છે.

પ્રતીવારસીક આવનારે આહી આવી સ્નાનાદીક કર્મ. યથા વીધી કરી માહાત્મ્ય સાંભળવું અને પોતે નીતીના રસ્તે જે કાંઈ દ્રવ્ય મેળવેલું હોય તેમાંથી કાંઇ પણ ભાગ બ્રાહ્મણ ભોજન અને પીતૃ શ્રાદ્ધમાં વાપરવો.

# મહાત્મ્યફલ.

આ માહાત્મ્ય લોહેશ્વર ક્ષેત્રમાં આવનાર માણસે અવશ્ય સાંભળવુંજ જોઇએ તે ઉપરાંત. દરેક ઇશમે પીતૃ તીથી હોય તે દીવસે માહાત્મ્ય પોતાના ઘેર સાંભળવાથી પીતૃઓ સાંભળનારને અનહદ આશીરવચનો આપે છે અને તેથી સાંભળનાર પુરૂષને રિદ્ધિ સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

સંતાન થવાની આશા તદન છોડી દીધી હોય તેવી સ્ત્રીઓ ભક્તી ભાવથી ત્રણ વરસ આક્ષેત્રમાં આવે સ્નાનાદીક કર્મ કરે અને માહાત્મ્ય સાંભળે તો ત્રણે વરસે પુત્ર પ્રસવથાય છે.

ક્ષય રોગવાળા માણસો દરઅમાંસે આક્ષેત્રમાં આવે અને સ્નાનાદીકકર્મ કરી માહાત્મ્ય સાંભળે તે પ્રમાણે તેર અમાંસ સુધી ખંડીત થયા વગર આવવાથી ક્ષય જેવા મહાન રોગથી મુક્ત થઇ પોતાનું શરીર યુવાન બનાવી શકે છે.

પ્રેત પીડાવાળાઓ આક્ષેત્રમાં ત્રણ વરસ આવે અને પૂર્ણભાવથી સ્નાનાદીક કર્મ કરે તો દરેક જાતની પ્રેતપીડાથી મુક્ત થાય છે ફરી, પ્રેતની મુક્તી થાય છે.

ફરી પ્રેત કોઈ વખત નડી શકતા નથી અને થએલ પ્રેતની મુક્તી થાય છે ( આ પ્રમાણે લખવું જોઇએ. )

પ્રેતપીડા થનાર ઇશમ પોતાના ગામે રહી પોતાના ઘેર પાણીઆરે ઘીનો દીવો કરી તે દીવાને શ્રી લોહેશ્વર છે એમ સ્મરણ સ્મરણ કરી ત્રણ વરસ સુધી આવવાની પ્રતીજ્ઞા કરે તો તેજ વખ-

નથી પ્રેતપીડા ફાયદો કરે છે અને તે લીધેલ પ્રતીજ્ઞા પ્રમાણે લોહે-શ્વર ક્ષેત્રમાં આવી બાધા લેવાથી તથા માહાત્મ્ય સાંભળવાથી પ્રેત નડી શકે નહીં અને ત્રણે વરસે પ્રેત મુકતીને પામે છે.

આ ક્ષેત્રમાં આવનાર યાત્રાળુઓ પૈકી કેટલાએક યથા શકતી શ્રદ્ધાથી કાર્ય કરતા નથી તેઓ પ્રેતથી મુકત થતા નથી, પરંતુ ઉલટા પીતૃરણથી વધારે સપડાય છે અને તેથી તેવા પુરૂષો સ્ત્રીઓ વધારે દુઃખને પ્રાપ્ત કરે છે.

બ્રાહ્મણ ભોજન કરવાની પ્રતીજ્ઞા (બાધા) લઇને પોતાનું કાર્ય થાય ત્યારે બ્રાહ્મણોને ભેગા કરી ટુકડો ટુકડો બરફી અગર મગજ આપનાર અને તે પ્રમાણેના કાર્યને બ્રહ્મભોજન માનનાર મનુષ્યો કેવલ મહાન પાપમાં પડે છે અને તેઓની સદ્‌ગતી થતી નથી પરંતુ મૃત્યુ લોકમાં અનહદ દુઃખો પ્રાપ્ત કરી છેવટ ખર અને કુતરા જેવી પશુયોનીમાં જન્મ ધારણ કરે છે.

બ્રાહ્મણોને થોડુંક ખાવાનું આપી તેને બ્રાહ્મણ ભોજન કરેલનું માને છે તેઓ દેવને ઠગનારા છે અને તે પ્રમાણેનું કાર્ય થયું કે તરતજ તેના પીતૃઓ તેવા ઠગ માણસને દુઃખ પ્રાપ્ત થવાનો શ્રાપ આપે છે.

બ્રાહ્મણોને ભેગા કરી થોડી થોડી મીંઠાઇ વહેંચી આપી તે પ્રમાણેના કરેલ કાર્યને જેઓ બ્રાહ્મણ ભોજન કરવાની માન્યતા માને છે મનાવે અને તેમ કરવામા જેઓ તેવા અભીપ્રાય આપવામાં કે તેમાં કાંઇ પણ મદદ કરનારાઓ તમામ આ મૃત્યુ લોકમાં અનેક રોગોથી રાજયસત્તાથી—અને દ્રવ્યથી હેરાન થઇ અત્યંત દુઃખ પ્રાપ્ત કરે છે અને છેવટે અસરગતી થઇ જંગલી પશુયોનીમાં જન્મ ધારણ કરે છે અને અનેક પ્રકારના દુઃખોને ભોગ થઇ પડે છે.

આ ક્ષેત્રમાં આવી જેઓ અસત્ય બોલે છે તેઓનું કોઈપણ કાર્ય સીદ્ધ થતું નથી પરંતુ ઉલટા દુઃખોને શરણ થાય છે.

બ્રાહ્મણ ભોજનની બાધા લેનારે યથા વીધી બ્રાહ્મણ ભોજન કરાવવું જ જોઇએ તેથી ઉલટી રીતે વરતી કરકસર કરવાનો ધંધો કરનારા મનુષ્યો અનેક પ્રકારના રોગોથી અને દુઃખોથી સપડાય છે અને તેની મુકતી થતી નથી.

આ ક્ષેત્રમાં આવનાર યાત્રાળુઓએ પહેલે દીવસે અપવાસ કરી સ્નાનાદીક કર્મ કરવું અને બ્રાહ્મણ દ્વારા માહાત્મ્ય સાંભળવું બીજા દીવસે શ્રાદ્ધ કર્મ શ્રદ્ધાથી કરી યથા શકતી પૂરણ પ્રેમથી બ્રાહ્મણ ભોજન કરવું અને ત્રીજા દીવસે દર્શન વીગેરે કાર્યો કરી અને જવું જોઇએ આ પ્રમાણે ત્રણ રાત અવશ્ય રહેવું જોઇએ એક રાતથી ઓછું રહેવાય નહીં તેમ થવું જોઇએ.

પવીત્ર પણે અને શુદ્ધ ભાવથી જે કોઈ સ્ત્રી અથવા પુરૂષ આ ક્ષેત્રમાં આવે છે તેમની દરેકની મન કામના સીદ્ધ થાય છે અને છેવટે મોક્ષ મેળવી શકે છે.

લોહેશ્વર માહાદેવ ઉપર રૂદ્રી કરાવનાર મનુષ્યો દરેક રીતે વીજય મેળવી અન્ત્યે મોક્ષ કે જે દુર્લભ છે તે મેળવવાને હકદાર થાય છે.



# ॥ श्री लोहेश्वरमाहात्म्य ॥

## सटीक.

ॐ

॥ श्री गणेशायनमः ॥

॥ ॐ श्रीपरमात्मनेनमः ॥

॥ ॐ श्रीलोहेश्वरायनमः ॥

॥ आद्य सरस्वति माहात्म्यान्तर्गतलोहे-
श्वर माहात्म्यम्सटीकम् ॥

चित्रगुप्त उवाच.

प्रच्छामिराजत्वां प्रेतानांमोक्षहेतव।
केनपुण्येनमुच्यन्ते प्रेतावैपापयोनमः ॥ १ ॥

टीका--चित्रगुप्त कहे छे हे यमराज! प्रेतना मोक्षने माटे हु तमने पुछुं छुं के कया पुण्ये करीने पापयोनीमां उत्पन्न थएला प्रेतो निश्चे मुक्तिने पामे ॥ १ ॥

मनुष्यत्वंसमासाद्य पापिष्टा धर्मवर्जिताः
पापकर्माणिकुर्वन्ति तेदण्डयाऽस्मान्निरेवहि ॥२॥

જે મનુષ્ય અવતાર ધારણ કરીને ધર્મથી રહીત થઇને પાપીઓ પાપકર્મ કરે છે તે આપણાથી શિક્ષા કરવાને નહિ લાયક થાય છે. ॥ ૨ ॥

तांतांशिक्षांतुसम्प्राप्य वृजन्तिनरकेऽशुचौ ॥
पुनःप्रेतत्वमासाद्य तिष्ठन्तिवायुरुपिणः ॥ ३ ॥

તેતે શિક્ષાને પામિને તેઓ અપવિત્ર નરકમાં જાય છે અને ફરીને પ્રેતપણું પામીને વાયુરૂપે રહે છે. ॥ ૩ ॥

अन्त्येष्टिकर्महीनाऽपि येहीनाःश्राद्धकर्मणः
सगर्भायामृताश्चैव यामृतासूतकाविधौ ॥ ४ ॥

જેઓ અન્ત્યેષ્ટિ કર્મથી રહિત છે અને જે શ્રાદ્ધ કર્મથી રહિત છે અને જે સ્ત્રીઓ સગર્ભા મરેલી હોય તથા જે સુવાવડમાં મરેલી હોય.

काकवन्ध्यादिवन्ध्याश्च विषाग्निजलयोगतः
आनीयतान्मृतान्चात्र शिक्षांकुर्वन्तितेमहाः॥५॥

અને કાકવંધ્યા આદિવન્ધ્યાઓ મરેલી હોય તથા ઝેર અગ્નિ અને જલનાં યોગથી મરેલાં હોય તેઓને અહીં લાવીને તમારા દુતો શિક્ષા કરે છે. ॥ ૫ ॥

तुदन्तिगोत्रिणो वंश्यान् सदातेप्रेतयोनयः
पुत्रबाधांस्त्रीबाधां च कुर्वन्तिप्रेत भावतः ॥६॥

હમેશાં તે પ્રેત યોનીમાં ઉત્પન્ન થએલાં વંશમાં ઉત્પન્ન થએલા

પોતાના પિત્રાઈઓને પિડે છે અને પ્રેતપણાથી પુત્ર પીડા તથા સ્ત્રીપીડાને પણ કરે છે ॥ ૬ ॥

**तेषांवैमोक्षहेतुत्वं वदवेत्तासितत्वथः ॥ ७ ॥**

તે પ્રેતમાં ઉત્પન્ન થએલાનું મોક્ષનું કારણ તમે જાણો છો માટે ખરેખરૂં કહો ॥ ૭ ॥

**यमउवाच**

**श्रुणुष्वत्वंमहा भाग चित्रगुप्तममप्रिय ॥**
**येनमुच्यन्तिवैप्रेताः तस्योपायंवदामिते ॥ ८ ॥**

યમરાજા કહે છે
મને વહાલા અને મહા ભાગ્યશાળી હે ચીત્રગુપ્ત જેણે કરીને પ્રેતો મુક્ત થાય છે તેનો ઉપાય તને કહું છું તેનું સાંભળ ॥ ૮ ॥

**पुरासतयुगेकश्चि द्दानवोदितिवंशजः ॥**
**रक्ताक्षेतिचविख्यातो देवशत्रुमहाबलः ॥ ९ ॥**

પહેલાં સતયુગમાં કોઇ દીતી વંશમાં ઉત્પન્ન થએલો રાક્ષસ રક્તાક્ષ આ નામનો પ્રખ્યાત મહા બલવાન દેવતાઓનો શત્રુ હતો ૯

**हिरण्याक्षोयदानष्टो वराहरुपिणारणे ॥**
**हिरण्यकशिपुश्चैव नरःसिंहिननाशितः ॥ १० ॥**

રણમાં વરાહરૂપ ધારણ કરીને હિરણ્યાક્ષને માર્યો અને ભગવાને નરસિંહરૂપ લઇને હિરણ્ય કશિપુને પણ માર્યો. ॥ ૧૦ ॥

**तेनवैरप्रसंगेन विष्णुनाशनहेतवे ॥**

मेरोर्मूर्ध्निसमासाद्य रक्ताक्षस्तपसि स्थितः ११

તે વેર લઇને વિષ્ણુને નાશ કરવાને માટે મેરૂના શિખર ઉપર જઇને રક્તાક્ષ તપ કરવા બેઠો. ॥ ૧૧ ॥

वर्षाणामयुतंचैव तेपाधेपरमंतपः ॥

वायुभक्षःपदैकस्थः शिवध्यानेनतत्परः ॥ १२ ॥

તે રક્તાક્ષે વાયુનું ભક્ષણ કરીને અને શંકરના ધ્યાનમાં તત્પર રહીને એક પગે ઉભો રહી દશ હજાર વર્ષ સુધી શ્રેષ્ટ તપ કર્યું. ॥ ૧૨ ॥

आशुतोषः तुतोषाशु वरंवरयदत्यैज ॥

तपसातेप्रसन्नोऽस्मि ददामितेभिवांछितम् ॥१३॥

ત્યારે શંકર જલદી પ્રસન્ન થયા અને બોલ્યા એ દૈત્ય પુત્ર રક્તાક્ષ વરદાન માગ તારા તપવડે પ્રસન્ન થયો છું તને જે ઇષ્ટ હોય તે આપું ॥ ૧૩ ॥

रक्ताक्षउवाच

यदिप्रसन्नोवैनाथ ह्यजरामरमांकुरु ॥

लोहवत्मेशरीरंस्या त्वंनाथोममसर्वदा ॥ १४ ॥

રક્તાક્ષ કહેવા લાગ્યો

હે નાથ જો તમો પ્રસન્ન થયા હોય તો મને ઘડપણ પણ

ન આવે તથા મરણ પણ મારૂં ન થાય અને લોહના સરખું મારૂં શરીર થાય અને હમેશાં તમે મારા સ્વામી થાઓ ॥ ૧૪ ॥

**ममेप्सितंचमरणंस्यात्परेणनकदाचन ॥**
**स्यादेवमेवरंदेहि वनेतिष्ठामिनिर्भयः ॥ १५ ॥**

મારી મરજીમાં આવે ત્યારે મારૂં મરણ થાય કોઈ વખત બીજાથી ન થાય જો એમ હોય તો વરદાન મને આપો તો હું વનમાં ભય વિનાનો થઈને રહું ॥ ૧૫ ॥

**त्वद्भक्तिसहितोयत्र चरामितत्रमेजयः ॥ १६ ॥**

અને તમારી ભક્તિથી યુક્ત થઈને જ્યાં ફરૂં ત્યાં મારો જય થાય ॥ ૧૬ ॥

**यमउवाच**

**वरंचवांछितंदत्वा जगामवृषभध्वजः ॥**
**वरेणगर्वितोदैत्यो विजित्यभुवनत्रयम् ॥ १७ ॥**

યમરાજા કહે છે

હે ચિત્રગુપ્ત દૈત્યને ઇચ્છિત વરદાન આપીને શંકર ચાલ્યા ગયા અને વરદાન થકી અભિમાની થએલો દૈત્ય ત્રણ ભુવનને જીતીને ॥ ૧૭ ॥

**विष्णुलोकंसमासाद्य जगर्जभैरवंरुषा ॥**
**तस्यतद्गर्जनंश्रुत्वा लोकाः सर्वेचकंपिरे ॥ १८ ॥**

વૈકુંઠમાં જઇને ક્રોધથી મેઘની માફક ગર્જના કરવા લાગ્યો તેની ગર્જના સાંભળીને સર્વે લોકો કંપી ઉઠયા ॥ ૧૮ ॥

श्रुत्वासमागतंदैत्यं प्रभुस्त्रैलोक्यरक्षकः
मयाकिमत्रकर्तव्यं हरेण रक्षितस्त्वयम् ॥१९॥

વૈકુંઠમાં આવેલા દૈત્યને સાંભળીને ત્રણ લોકના રક્ષણ કર્તા વિષ્ણુ ભગવાન વિચાર કરવા લાગ્યા કે મારે હવે શું કરવું કારણ કે આ દૈત્ય શંકરે રક્ષણ કરેલો છે ॥ ૧૯ ॥

हरोमेप्राणप्रेष्टोऽस्ति तथैवाहंनुतस्यवै ॥
विचार्यैवं महाविष्णुः शिवलोकंगतस्तदा ॥२०॥

શંકર મને પ્રાણથી પણ વહાલા છે તે પ્રમાણે હું પણ તેમને પ્રાણથી વહાલો છું ભગવાન આ પ્રમાણે વીચાર કરીને તે વખતે શિવલોકમાં ગયા ॥ ૨૦ ॥

आगतंतुमहाविष्णुं द्रष्ट्वा रुद्रोऽतिहर्षितः ॥
प्रेमगद्गदयावाण्या तुतोषगरुडध्वजम् ॥ २१॥

વિષ્ણુને આવેલા જોઇને શંકર ઘણા ખુશી થયા અને હેત લાવીને ગદ્‌ગદ્ વાણીથી વિષ્ણુને પ્રસન્ન કર્યા ॥ ૨૧ ॥

शिवउवाच

स्वागतंवोरमाकान्त प्रीतोऽस्मितवदर्शनात् ॥
ज्ञातंहितन्मयापूर्वं तवागमनकारणम् ॥ २२ ॥

શંકર કહે છે

હે લક્ષ્મીના પતિ તમે ભલે પધાર્યા તમારા દર્શનથી હું પ્રસન્ન થયો છું તમારા આવવાનું કારણ હું આગળથી જાણી ગયો છું ॥ ૨૨ ॥

मत्तःप्राप्तवरश्चायं बाधतेसकलाःप्रजाः ॥
तमेवाहंहनिष्यामि सत्यमेव ब्रवीमिते ॥ २३ ॥

મારાથી વરદાન પામેલો આ રક્તાક્ષ દૈત્ય બધી પ્રજાને દુઃખ દે છે તેને હું જ નાશ કરીશ. તે તમને ખરૂંજ કહું છું ॥ ૨૩ ॥

यमउवाच

विष्णुमदृष्टवादैत्योऽसौ मेनेवैविजयंस्वकं ॥
यज्ञंनारायणोमत्वा यज्ञान्सर्वान्विनाशयन् ॥२४॥

યમરાજા કહે છે,

વિષ્ણુને વૈકુંઠમાં નહિ જોઇને તે દૈત્ય પોતાનો વિજય માનવા લાગ્યો અને યજ્ઞ છે એ નારાયણ છે એમ માનીને બધા યજ્ઞાને નાશ કરવા લાગ્યો ॥ ૨૪ ॥

धर्मारण्यंसमागत्य बभंजयज्ञमंडपान् ॥
तत्रस्थैर्ब्राह्मणैः शप्तोमरणंते भवत्विति ॥ २५ ॥

પછી ધર્મારણ્યમાં આવીને યજ્ઞના મંડપોને ભાંગવા લાગ્યો. ત્યાં બેઠેલા બ્રાહ્મણોએ તારૂં મરણ થાઓ આ પ્રમાણે શ્રાપ આપ્યો ૨૫

विप्रशापमनिस्तेजं दृष्ट्वा विष्णुर्जगामच ॥

બ્રાહ્મણના સાપથી તેજ વિનાનો થએલો તે દૈત્યને જોઈને ભગવાન તેની પાસે ગયા.

विष्णुउवाच

दैत्यराजत्वयासार्द्धं युद्धार्थ मागतोस्म्यहम् २६

શ્રી વીષ્ણુ ભગવાન કહેવા લાગ્યા કે

હે દૈત્યરાજ હું તારી સાથે યુદ્ધ કરવાને આવેલો છું ॥૨૬॥

आगतंविष्णुलोकेमां पुराविज्ञायमद्भयात् ॥

यत्रकुत्रापिसंलीनो ददामियुद्धमिप्सितम् ॥२७॥

લોહાસુર ઉર્ફે રક્તાક્ષ કહેવા લાગ્યો કે

હે વિષ્ણુ વૈકુંઠમાં આવેલો મને જોઇને પહેલાં તું મારા ભયથી કંઈક સંતાઇ ગયો હતો છતાં પણ તારી ઇચ્છા છે તો તને યુદ્ધ આપું છું ॥ ૨૭ ॥

यमउवाच

इत्युक्त्वा तौतौतत्र दिनानामेकविंशतिः ॥

मुष्टिभिर्यष्टिभिश्चैव करपादगदादिभिः ॥ २८ ॥

યમરાજા કહે છે

આ પ્રમાણે બોલીને તે બે જણા ત્યાં મુંઠિઓવડે કરીને લાકડીઓથી હાથથી પગથી અને ગદા વીગેરેથી એકવીશ દીવસ લડયા ૨૮

भग्नगात्रौरुधिराक्तौ युयुधार्थैमहाबलौ ॥
क्षुत्क्षामौतृषितोचैवाऽवदताञ्चपरस्परम् ॥ २९ ॥

લઢવાથી જેનાં શરીર ભાગી ગયાં છે અને લોહીથી ખરડા-
એલા તથા બળવાળા તથા ભુખ્યા અને તરસ્યા તે રક્તાક્ષ તથા
વિષ્ણુ એક બીજાને પરસ્પર કહેવા લાગ્યા ॥ ૨૯ ॥

भुक्त्वापित्वा पुनर्युद्धं करिष्यावस्तथैवच ॥
एवमुक्त्वातुदैत्योऽसौ शिवस्यपूजनेस्थितः ॥३०॥

આપણે બે જણા જમીને અને પાણી પીને તેવી જ રીતે
ફરીથી યુદ્ધ કરીશું આમ કહીને તે રક્તાક્ષ ( ઉર્ફે ) લોહાસુર
મહાદેવના પૂજનમાં બેઠો ॥ ૩૦ ॥

स्वलोहयष्टिखंडस्तु तत्रैवस्थापितोमुदा ॥
सरस्वतिनैर्रुतेभागे धर्मारण्येसुपूजितः ॥ ३१ ॥

પછી ધર્મારણ્ય વનમાં સરસ્વતિ નદીના નૈરૃત્ય ખુણામાં પો-
તાની લોઢાની લાકડીના કકડાને સ્થાપિને અર્થાત્ બાણરૂપે કરીને
સારી રીતે પૂજા કરવા લાગ્યો ॥ ૩૧ ॥

सरस्वति जलेनैव सुपुष्पैःपूजितोहरः ॥
तथासुविधिनाचैव विष्णुनापिप्रपूजितः ॥ ३२ ॥

સરસ્વતી નદીના જલવડે કરીને અને સારાં પુષ્પોથી મહા-
દેવની પૂજા કીધી તેવી રીતે સારી વિધીથી વિષ્ણુએ પણ મહાદે-
વની પૂજા કરી ॥ ૩૨ ॥

विष्णुं मरूपूजितंद्रष्ट्वा प्रीतोऽसौदितिवंशज ॥
मोहितोमाययाचासौ उवाचमधुसूदनम् ॥३३॥

મહાદેવને પૂજન કરતા વિષ્ણુ ભગવાનને જોઇને દિતિવંશમાં ઉત્પન્ન થએલો લોહાસુર પ્રસન્ન થયો અને માયાથી મોહિત થએલો તે ભગવાનને કહેવા લાગ્યો ॥ ૩૩ ॥

वरंवरयज्ञद्रंवो प्रीतोऽस्मिहरपूजनात् ॥
त्वयामेपूजितोदेवः शंकरोलोकशंकरः ॥ ३४ ॥

તમારૂં કલ્યાણ થાઓ. મહાદેવની પૂજાથી હું તમારા ઉપર પ્રસન્ન થયો છું લોકને સુખ કરનારા શંકર જે મારા દેવ છે તે તમે પૂજ્યા તેથી વરદાન માગો ॥ ૩૪ ॥

विष्णुरुवाच

विजितोऽस्मित्वयादैत्य सदाशिवप्रसादतः ॥
वरस्मेच्छास्तिचेद्वीर ददामितवप्रेमतः ॥ ३५ ॥

વિષ્ણુ કહે છે

હે દૈત્ય મહાદેવજીની કૃપાથી તેં મને જીત્યો છે હેવીર જો તારે વરદાનની ઇચ્છા હોય તો હું તને પણ ખુશી થઇને આપું અથવા

सत्यवक्तासिचेद्दैत्य मरणाऽभिमुखोभव ॥
नेच्छामिकिंचिदन्यच्च त्वत्सकाशान्महासुर ॥३६॥

હે રાક્ષસ તું જો સત્યવક્તા હોય તો તારી પાસે એટલું જ માગું છું કે તું મરણના સન્મુખ થા તારી પાસે બીજું કાંઇ માગતો નથી.

लोहासुरउवाच

मरणान्नबिभेम्यत्र बिभेमिवचनक्षयात् ॥
त्वत्सकाशात्वरंप्राप्य मरणंमे भवत्विति ॥३७॥

લોહાસુરે કહ્યું

હું મરણથી બીતો નથી પણ વચનના ભંગથી બીઉં છું તમારા પાસેથી પણ એક વરદાન મેળવીને પછી ભલે મારૂં મરણ થાઓ ॥ ૩૭ ॥

यमउवाच

तत्रप्रादुर्बभूवाऽसौ शंकरोलोहशंकरः ॥
धन्योऽसिकृतकृत्योऽसि प्रीतोऽस्मितवदैत्यराट ३८

યમરાજ ચીત્રગુપ્તને કહેવા લાગ્યા એવામાં ત્યાં સુખને કરનારા લોહેશ્વર શંકર પ્રગટ થયા ને કહેવા લાગ્યા હે દૈત્યરાજ તને ધન્ય છે તું કૃત્યકૃત્ય થયો છે તારા ઉપર હું પ્રસન્ન થયો છું ॥ ૩૮ ॥

त्वत्प्रभावात्प्रभावोमेऽस्त्वधिको देवरक्षक ॥
युवाभ्यामत्रवैस्थेयं मृतानांमोक्षहेतवे ॥ ३९ ॥

લોહાસુર કહે છે હે દેવના રક્ષણ કરનાર તમારા પ્રભાવથી મારો પ્રભાવ અહિં વધારે હો અને મરેલાંના મોક્ષને માટે તમે એ જગ્યા આંહી રહો. ॥ ૩૯ ॥

**येह्निपापरताःक्रुरा लुप्तपिंडोदक क्रियाः ॥**
**तेसर्वेमोक्ष मायान्तु क्षेत्रेऽस्मिन्पींडदानतः॥४०॥**

જે પાપીઓ છે તથા ક્રુર છે અને જેની શ્રાધ વિગેરે કરી ક્રિયા થઇ નથી તે સર્વે પ્રાણીઓ આ ક્ષેત્રમાં પીંડદાન તથા શ્રાદ્ધ કરવાથી મુક્તિને પામો. ॥ ૪૦ ॥

**गयायांपितृणांमोक्षः सिद्धक्षेत्रेचमातृणां ॥**
**लोहेश्वरसमिपेतु सर्वेषांदेह धारिणाम् ॥ ४१ ॥**

ગયાજીમાં શ્રાદ્ધ કરવાથી પિતૃઓનો મોક્ષ થાય છે અને સિદ્ધ-ક્ષેત્રમાં ( સિધપુર ) માં શ્રાદ્ધ કરવાથી માતાઓનો મોક્ષ થાય છે પણ લોહેશ્વરની સમિપમાં શ્રાદ્ધ કરવાથી સર્વ દેહધારિઓનો મોક્ષ થાય. અર્થાત પુરૂષ અને સ્ત્રી બન્ને મોક્ષ થાય છે.

**अस्मिन्कुंडेचसुस्नात्वा पिंडान्ददवातुप्रेमतः ॥**
**तेसर्वेमोक्षमायान्तु एषंत्रवेपुनः पुनः ॥ ४२ ॥**

વળી આ કુંડમાં સારી રીતે નાહીને પ્રેમથી પિંડદાન કરે તો તે પણ મરણ પછી મોક્ષને પામે આ વરદાન આપની પાસે વારંવાર માગું છું. ॥ ૪૨ ॥

शंकरविष्णू उवाच

त्वयेप्सितं भवत्वत्र यछावोत्नक्तिन्नावतः ॥
वरंदत्वाहरोविष्णु र्हर्षेणसंस्थितावुभौ ॥ ४३ ॥

શંકર અને વિષ્ણુ કહેવા લાગ્યા તારા મનમાં જે ઇચ્છા તે પરિપૂર્ણ થાઓ તારી ભક્તિથી તને તે વરદાન આપીએ છીએ આ શંકર અને વિષ્ણુ તેને વરદાન આપી એબે જણા ખુશીથી ત્યાં રહ્યા. ॥ ૪૩ ॥

यमउवाच

स्वयंभूर्लिङरूपेण स्थितः कुडेस्वयंहरः
जलरूपेणवैविष्णु र्गंगादिसरितस्तथा ॥ ४४ ॥

યમરાજા ચીત્રગુપ્તને કહે છે પોતાની મેળે ઉત્પન્ન થએલા શંકર લીંગરૂપે કરીને કુંડમાં પોતે રહ્યા તથા વિષ્ણુભગવાન અને ગંગા વીગેરે નદીઓ ત્યાં જલરૂપે કરીને રહ્યાં છે. ॥ ૪૪ ॥

लोहक्षेत्रेकृतेश्राद्धे कृष्णपक्षेनभस्यतु ॥
प्रेतयोनिविनिर्मुक्ताः क्रीडन्तेमनुजादिवि ॥४५॥

ભાદરવા મહીનામાં વદ પખવાડીઆમાં લોહેશ્વર માહાદેવમાં શ્રાદ્ધ કરવાથી મનુષ્યો પ્રેતયોનિમાંથી મુક્ત થઈને સ્વર્ગમાં ક્રીડા કરે છે. ॥ ૪૫ ॥

अपिनः सुकुलेभूयाद्‌ योनोदद्यात्तिलोदकः ॥
पिंडान्लोहेश्वरक्षेत्रे प्रेतपक्षेशशिक्षये ॥ ४६ ॥

વળી પિતૃલોકો એમ ઇચ્છે છે કે અમારા કુળમાં કોઇ એવા થાય કે જે પિતૃપક્ષમાં લોહેશ્વર ક્ષેત્રમાં જઇ જલતર્પણ કરીને પિંડદાન આપે. ॥ ૪૬ ॥

गयाश्राद्धेनयत्पुण्यं वाराणस्यास्तुयात्रया ॥
ब्राह्मणान्भोजयेद्‌ योऽत्रसोलभेन्नात्रसंशयः ४७

ગયાજી શ્રાદ્ધ કરવાથી જે પુણ્ય થાય છે તથા કાશી વીગેરે જાત્રા કરવાથી જે પુણ્ય થાય છે તે પુણ્ય અહીં લોહેશ્વર ક્ષેત્રમાં બ્રાહ્મણ ભોજન કરવાથી મળે છે આમાં સંશય નથી. ॥ ૪૭ ॥

गयायांप्राप्यतेयुम्नि धुंवंतदिहतर्पणात् ॥
पूजनाद्दर्शनाच्चैव शिवस्यश्राद्धकर्मणा ॥ ४८ ॥

ગયાજીમાં પુરૂષો જઇને જે કંઇ કરે છે અને જે પુણ્ય મળે છે તે પુણ્ય આ લોહેશ્વર માહાદેવમાં તર્પણ કરવાથી માહાદેવનાં દર્શન કરવાથી તથા પૂજન કરવાથી અને શ્રાદ્ધ કરવાથી મળે છે. ૪૮

शुभ्नेभाद्रपदेमासे कृष्णपक्षेकुहुर्दिने ॥
अत्रागच्छेद्वितद्वंशे प्रेतोनस्यात्कदाचन ॥ ४९ ॥

શુભ એવા ભાદરવા મહીનાની કૃષ્ણપક્ષમાં અમાવાસ્યાદીને આ ક્ષેત્રમાં જે કોઇ આવે છે તેના વંશમાં કોઇ દહાડો પ્રેત થતો નથી. ॥ ૪૯ ॥

वित्तंन्यायार्जितंतत्र दत्तंस्वल्पंमहत्फलं ॥
स्नानेनापिहितत्तीर्थे रुद्रस्यानुचरोभवेत् ॥ ५० ॥

ન્યાયથી મેળવેલું ધન્ય ત્યાં થોડું પણ જો દાન કરે તો ઘણું ફળ મળે છે અને તે તીર્થમાં સ્નાન કરવાથી પણ રૂદ્રનો અનુચર થાય છે. ॥ ૫૦ ॥

यागतिर्योगयुक्तानां मुनिनामूर्ध्वरेतसाम् ॥
यागतिः सर्वजन्तुनां गंगातटनिवासिनाम् ॥५१॥

બ્રહ્મચારીઓની તથા યોગીઓના જે ગતિ થાય છે વળી ગંગા નદીને કાંઠે રહેનારા પ્રાણીઓની જે ગતિ થાય છે વળી, ॥ ૫૧ ॥

पूर्तेष्टिकर्मभिश्चैव सुकृतैर्यागतिर्भवेत् ॥
सागतिः सर्वलोकानां श्रीलोहेश्वरसन्निधौ ॥५२॥

યજ્ઞાદિ કર્મ કરવાથી તથા સારાં કૃત્ય કરવાથી જે ગતિ થાય છે તે ગતિ સર્વ લોકને લોહેશ્વર સમિપ રહેવાથી મળે છે. ॥ ૫૨ ॥

किमत्रबहुनोक्तेन तीर्थेदंमोक्षसाधकम् ॥
पितृणांमुक्तिदंलोके पापिष्टानांविशेषतः ॥५३॥

આ પ્રસંગમાં વધારે શું કહું પણ આ તીર્થ તો મોક્ષનું સાધન છે તેમાં એ વળી પિતૃઓને અને પાપિઓને પણ મોક્ષ દાયક છે. ॥ ૫૩ ॥

क्षीरेणतिलमिश्रेण तर्पयेत्पितृदेवताः ॥
गौदानंपददानं वादद्याद्योब्राह्मणायवै ॥ ५४ ॥

આ ક્ષેત્રમાં દુધમાં તલ નાંખીને જે માણસ પિતૃયોનું તર્પણ કરે છે અને બ્રાહ્મણને ગૌદાન અથવા પદ વીગેરે દાન આપે છે. ૫૪

तस्यमोक्षोभवेनुनं लोहेश्वरप्रसादतः ॥ ५५ ॥

તેનો મોક્ષ લોહેશ્વર માહાદેવની કૃપાથી નક્કી થાય છે. ॥૫૫॥

भौक्तिकेनचदेहेन नष्टोऽसौदैत्यपुंगवः ॥

कीर्त्यातुचेतनोऽक्तश्चदेवगन्धर्वकिन्नरैः ॥ ५६ ॥

જો કે આ લોહાસુર દૈત્ય પાંચ ભૌક્તિક દેહે કરીને તો નાશ પામ્યો પણ તેની કીર્તીથી દેવ ગન્ધર્વ તથા કિન્નરોવડે જીવતો કહેવાયો. ॥ ૫૬ ॥

तस्माल्लोहेश्वराख्यं च तीर्थंनातंपुरातनम् ॥

पुण्यदंमोक्षदंचैव यत्रसंन्निहितोहरः ॥ ५७ ॥

તેથી કરીને લોહેશ્વર ( લોટેશ્વર ) આ પ્રકારનું પુરાતન તીર્થ કહેવાયું વળી પુણ્યને આપવાવાળું તથા મોક્ષને આપવવાળું થયું કારણ કે જયાં સાક્ષાત્ શંકર રહ્યા છે. ॥ ૫૭ ॥

फालगुणस्या सितपक्षे सिनिवालिदिनेशुभे ॥

विष्णुलोहासुराभ्यांतु स्थापितोलोहशंकरः॥५८॥

ફાગણ મહીનાની કૃષ્ણપક્ષમાં અમાંસને દીવસે વિષ્ણુએ તથા લોહાસુર દૈત્યે બન્ને મળીને લોહેશ્વર અર્થાત ( લોટેશ્વર ) માહાદેવની સ્થાપના કરી. ॥ ૫૮ ॥

तेनैवायदिनश्चैव यात्रार्थंवैशुभोमतः॥

आगच्छन्तिनरानार्यःसर्वेऽत्रमोक्षहेतवे ॥ ५९ ॥

તેથી કરીને ફાગણ વદની અમાંસ જાત્રાને માટે ઠીક છે અને તે મેળા ઉપર સર્વ સ્ત્રી અને પુરૂષો મોક્ષને માટે આવે છે. ।।૫૯।।

**यमउवाच**

**यत्पृष्टोहंत्वयावीर तत्सर्वं कथितंमया ॥**

**लोहेश्वरस्यमाहात्म्यं श्रुणवतांपापनाशनम् ॥६०॥**

યમરાજ કહે છે હે વીર ચિત્રગુપ્ત તમે મને જે પુછ્યું તે બધું કહ્યું આ લોહેશ્વર માહાદેવનું માહાત્મ્ય જે સાંભળે છે તેનાં પાપ પણ નાશ પામે છે. ।। ૬૦ ।।

**चित्रगुप्त उवाच.**

**श्रुतंमयात्वयोक्तंभ्यतुलोकानांहितकारकम् ॥**

**एवंमुक्त्वातोतस्मा दन्तर्ध्यानंबभूवतुः ॥ ६१ ॥**

ચીત્રગુપ્ત યમરાજને કહે છે હે

માહારાજ તમે લોકોને હિતકારક જે મને કહ્યું તે સાંભળ્યું અને પ્રસન્ન થયો છું એમ કહીને તે યમરાજ તથા ચિત્રગુપ્ત બન્ને જણ અંતરિક્ષ થઇ ગયા.

**इतिश्रीमार्कण्डेय पुराणान्तर्गतसरस्वति**

**माहात्म्ये चतुर्विंशोऽध्यायः संपूर्णम्**

**शुभं भूयात्.**

આ વાત માર્કંડપુરાણમાં સરસ્વતી માહાત્મમાં ૨૪ મા

અધ્યાયમાં છે તે સંપૂર્ણ:

૧

શંકર હર, સુખકર, જય જગત પતે;
કર શાન્તી ભાંગ ભ્રાંન્તી, સર્વ પ્રાણી રહે. શંકર. ૧ ટે
સુખ કરજે, દુઃખ હરજે, ઉર ધરજે, નમુ દુરજટે. શંકર. ૨
છો મુરારી, જટા ધારી, સુખકારી, વીશ્વંભર પતે. શંકર. ૩
તુજ શરણે, ચતુર વર્ણે, નમે ચરણે, પુન ર્જન્મ મટે. શંકર. ૪
કહે હરિલાલ, છે તુજબાલ, હાથ તુંજ ઝાલ, એ તુજને ઘટે.શંકર. ૫

---

૨

સાદાશીવ સુખકારીરે, ફિકર રાખો હમારી;
ફીકર રાખો હમારીરે, સદાશીવ સુખકારી. ટેક.
અનિતીમાં પુરો લપટાયો, કબુદ્ધિમાં પુરો પુરો;
નિતિ રીતી કદી ન જાણું, ક્રોધમાં તો શુરો શુરો. સદાશીવ. ૧
તું માતા ને તું પીતા છે, સ્નેહી સબંધી તે પણ તું છે;
મુક્તિ દાતા જગત વિખ્યાતા, સર્વ વ્યાપક તે પણ તું છે.સદાશીવ. ૨
દોશો સામું કદી ન જોશો, શરણ છીએ અમે તારી;
સન્મતી શદ્બુદ્ધિ આપો, લાજ રાખજો હમારી. સદાશીવ. ૩
જ્યાં જોઉ ત્યાં તું ભાસે છે, સ્મરણ કરતાં થાય સાહે;
આનંદમાં તું હમેશ રાખજે, કુમતી જેથી જાએ. સદાશીવ. ૪
પૂર્વના પુણ્યોએ કરીને, શીવમાં લગ્ની લાગી;
શુકલ હરિએ તપાશી જોયું જણાશે જુઓ જાગી. સદાશીવ. ૫

---

૩

જય જય જગદાધાર, જગતમાં જય જય જગદાધાર;
કરજે પ્રાણી ઉદ્ધાર, જગતમાં જય જય જગદાધાર. ટેક.
શરણુ રાખજે શંકર અમને, નીતિમાં રાખજે પ્યાર. જગતમાં. ૧
દુઃખ દરિદ્ર દુરજ કરજે, દેજે સદ્દવિદ્યા શૃંગાર. જગતમાં. ૨
રટણુ હ્રદયે તારૂં રાખજે, ઉતારજે ભવપાર. જગતમાં. ૩
લાજ રાખજે લોહેશ્વરજી, અરજ ઉરમાં ધાર. જગતમાં. ૪
શેવકાને સુખી રાખજે, સુધારજે સંસાર. જગતમાં. ૫
દરશનથી નહી દુરજ રાખજે, કરજે આનંદ અપાર. જગતમાં. ૬
હરિલાલ તો કરજોડી કહે છે, રાખે તુજ દરવાર. જગતમાં. ૭

---

૪

## મનને ઉપદેશ.

સંસાર સ્વાર્થમય જગતમાં, શંકર વિના કોણુ છે તારૂં;
જંજાળ જાલમાં કેમ ફસે છે, મિથ્યા માની લે મારૂં મારૂં,સંસાર. ૧
લોહેશ્વરની શરણે થઇને, કર શેવા રૂડી રીતે;
અવિનાશી તને મદદ કરશે, જાણી લે પૂરણુ પ્રીતે. સંસાર. ૨
સ્નેહી સંબંધી સૌ સગાંઓ, સ્વાર્થ લીધે સૌ પ્યારાં;
નીશ્ચે તેતો નાસી જવાનાં, નથી તેમાં કોઇ તારાં. સંસાર. ૩
દુઃખ દુનીઆમાં સૌને લાગે, છતાં સમજે ન અજ્ઞાંની;
મનવા ભાઈ તું સમજી લેને, હરિની વીનંતી આ માની. સંસાર. ૪

---

૫

## રાગ ધનાશ્રી.

અકળ કળા નકળાય. શંકર તારી અકળ કળા નકળાય. ટેક.
મૃત્યુ લોકમાં લીંગ સ્વરૂપે, દેવાધી દેવ પુજાય. શંકરતારી. ૧
બ્રહ્માવિશ્નુ તે પણુ તું છે, સર્વત્ર તુંજ પુજાય. શંકરતારી. ૨
જ્યાં જોઉં ત્યાં તારો વાસ છે, સર્વત્ર તારી રચનાય. શંકર. ૩
પૃથ્વી પાષાણુ તેંયજ કીધાં, રચના તારી વખણાય. શંકર. ૪
ભકતોના વચનોને લઇને, લોહેશ્વર નામ પ્રગટાય. શંકર. ૫
પ્રેત મુક્તિ પિશાચ મુક્તિ, પ્રસવ પૂત્ર દેવાય. શંકર. ૬
સૃષ્ટીના તો સુખના સારૂ, વિશ્નુ સહીત રહેવાય. શંકર. ૭
તારે પાળે જે કોઇ આવે, મનવાંછીત અપાય. શંકર. ૮
સુખ શાન્તી તું સર્વને દેછે, કરજે પ્રાણીને સ્હાય. શંકર. ૯
તુજ શેવામાં સદા રહેવાને, વીનંતી હરિની સદાય. શંકર. ૧૦

---

૬

## ખડતાળી ગરબો.

ચાલો જઇએ લોહેશ્વર ધામ છે રે
ત્યાં ગદાધર ભગવાનનો મુકામ છેરે; ચાલો. ૧
સોમવારે શરણે ત્યાં સૌ આવે છે,
ભજન કીર્તન ભક્તિથી ત્યાં ગાએ છે;
ત્યાં માર્કંડ રૂષીનો આશ્રમ છેરે. ચાલો. ૨
મંગળવારે મુનીઓ સૌ ત્યાં વસે છે,
સુખ પ્રાપ્તી અને જ્ઞાન ત્યાં ઠસે છે;

દુઃખી લોકોને ત્યાં વીશ્રામ છેરે. ચાલો. ૩
બુધવારે બ્રહ્મા નારદ ત્યાં જણાયે છે,
જુનો કીલ્લો સુશોભીત ત્યાં વખણાય છે;
ધર્મારણ્ય ક્ષેત્ર જેનું નામ છેરે. ચાલો. ૪
ગુરૂવારે ગંગાજી ત્યાં દીસે છે,
જોઇ સ્યોને તેતો કુંડો વીસે છે;
મધ્ય કુંડમાં ગંગા મુકામ છે રે. ચાલો. ૫

---

૭

શુક્રવારે સપ્ત રૂષિ ત્યાં ફરે છે,
લઇ પુષ્પ પુજાઓ શેવા કરે છે;
માતૃ પીતૃ મોક્ષ શુભ ધામ છે રે. ચાલો. ૬
શનીવારે સર્વે જન ત્યાં નમે છે,
ભાવિ ભકતોને નીત્યે ત્યાં ગમે છે;
લોહાસુરથી લોહેશ્વર નામ છે રે. ચાલો. ૭
રવિવારે રિદ્ધી સિદ્ધી ત્યાં મળે છે,
ગરબી ગાનારનાં દુઃખો ત્યાં ટળે છે;
શુકલ હરિની સ્તુતીનું કામ છે રે. ચાલો. ૮

---

૮

## મનને ફટકો કુવાલી.

મન તું કયું ખોવાર હોતા, દુનીઆમાં કીસકી હવે માતા. ટેક.
હે સ્વાર્થ કે સબ, સગે હોવેગે જબ, નહીં કોઇ પીતા ભ્રાતા.મન તું.૧

સ્વાર્થમાં સારી, દેખ લેનારી, દુઃખોમેં કોઈ નહીં આતા. મન તું. ૨
મીત્ર માયાળુ, સ્વાર્થકે સારૂ. ભગેગી ભગીની દુરજાતા. મન તું. ૩
સ્વાર્થકે સારે, હોતે હે પ્યારે, અન્ત્યે સબ દુર જાતા. મન તું. ૪
રટી લે સાહેબકો, અંદર વિચારી જો,
હરિલાલ કહે રહો સબ સુખશાતા. મન તું. ૫

---

૯

**મમતા માયાની ઝાડી જે નર કોઈ સેજ ફસાસે એ રાગ.**

શંકર સ્મરણ વિના જે, કોઈ પ્રાણી જગતમાં રહેશે
દુઃખ દરિઆમાં ગોથાં ખાતાં, અતિ વેદનાઓ શહેશે. ટેક. ૧
જે હશે અતી અભાગી, કાંતો હશે તે દુરાગી,
શું કરશે અન્ત્યે જાગી; જમ કોને તેતો કહેશે. કોઇ પ્રાણી. ૨
જેની વધી હશે પાપ શક્તી, તેને અતી ઉપાધી લગતી
તેને સુંઝે નહીં શીવ ભક્તી, તેમાં દોષ કોને દેશે. કોઈ પ્રાણી. ૩
ભલે બનો તમે વૈરાગી, હોય દુનીઆં તમે તો ત્યાગી.
ભલે ખાઓ ટુકડાઓ માગી, ડુબશો એવા વેશે. કોઇ પ્રાણી. ૪
જે શીવ રટણમાં નાશે, તેનાં પાપો સર્વે જાશે
કહ્યું નીશ્ચે હરિલાલ દાશે, જે નામ હરીહર લેશે. કોઇ પ્રાણી. ૫

---

૧૦

શ્રી સમરણ તો સાચું કરીશું, લોભ તજીને મનમાં ધરિશું
ટેક રાખીને તુજને ભજીશું, શ્વદેહે નીશ્ચે કરીશું,
રટણતો તુજનુંરે, શંકર સદા ભજીશું. ૧

શ્રી પ્રતાપ છે જગતમાં, લોભ દુર કર ભક્તમાં
ટેક રાખજે સબતમાં, સ્વરૂપ બતાવતું લક્ષમાં;
રક્ષણુ કરજે દેહતુંરે, શંકર સદા ભજીશું. ૨
શ્રી સ્મરણતો હૃદયે રાખું, લોભ દુર કરવાને ભાખું;
ટેવ રાખજે સ્મરણ માગું, સ્વદેહે હું પાયે લાગું;
રક્ષણુ કરજે જગતનુંરે, શંકર સદા ભજીશું. ૩
શ્રી કહીશું શ્રી રટીશું, લોટેશ્વરનું નામ ભજીશું,
ટેક રાખીને મનમાં ધરીશું, સ્વ બુદ્ધિથી તુજને રટીશું;
રટણુ નીતીમાં રાખતુંરે, શંકર સદા ભજીશું. ૪
શ્રી હરિલાલ વીનંતી કરે છે, લોભ મોહ તજવા ભજે છે,
ટેક રાખવા અરજ કરે છે, સ્વ પાપ તજવા તને નમે છે;
રમણ તો હૃદયે તુજનુંરે શંકર સદા ભજીશું. ૫

---

૧૧

## પ્રાર્થના ક્ષમા.

શામ્બ સદાશીવ હર હરે, સંકટ સૌનું દુર કરે;
પ્રાણી માત્ર નમે નમે, અરજ કરીએ અમે અમે. ટેક. ૧
પરનારીથી પ્રીતી કીધી, કુ દુવાઓ અતીશે લીધી;
પારે આવ્યો ખરેખરે, નમું મુરારી પળે પળે. શામ્બ. ૨
કપટ અને વળી ચોરી કીધી, ન જોતી ઉપાધી લીધી;
જુઠું બોલ્યો પળે પળે, ક્ષમા માગું હરે હરે. શામ્બ. ૩
ઠગાઇ વીશ્વાસ ધાતો કીધાં, લોકોને બહુ દુઃખો દીધાં;
પાપો સર્વે નજરે ફરે, નમું નમું હું હરે હરે. શામ્બ. ૪

આશ્રય મે'તો તારો લીધો, સીધો રસ્તો એ તો કીધો;
લાજ રાખજે ખરેખરે, જેથી મુક્તિ મને મળે. શામ્બ. ૫
નીચાં કર્મો કીધાં બહુ, ક્ષમા કરવાં છે તારે સહુ,
મન મારૂં તો ફરે ફરે. દુશ કર્મો તો કર્યા કરે. શામ્બ. ૬
ફાલ્ગુન કૃશ્ન એકાદશી, શાલ અગણોતર અષ્ટા દશી;
હરિલાલ સ્તુતી કર્યા કરે, તેતો મનપર તુંજ ધરે. શામ્બ. ૭

---

૧૨

## ખડતાળમાં ગાવાનું.

શરણુ તો રાખજેરે ચરણુ આવ્યો તારી તારી
નીતી તું આપજેરે મનમાં ધારી ધારી
સંકટ તો સર્વ કાપજેરે નજર તો કરી કરી
સદ્બુદ્ધિ તું આપજેરે કૃપા ધરી ધરી
અનીતી કાપજેરે દોષો દુર કરી
માલિકપણું ધારજેરે શેવક તારો કરી
દુરગુણો કાપજેરે, ક્ષમા કરી કરી
સ્તુતીતો ધારજેરે, કરે શુકલ હરિ

---

૧૩

જંજાળી જીવડારે; શંકરને કયાં વીસારી મુકે. ટેક.
જગત રૂપી દરીઆમાં તુંતો, કયાં સુધી આમ ભટકે. જંજાળી. ૧
સગું સ્નેહી સ્વાર્થ માટે, મોહમાં કયાં તું લટકે. જંજાળી. ૨
માતા પીતા અલગાં રહેશે, કયાં ચડયો આ ચટકે. જંજાળી. ૩

મોહ માયા કાંટાંની ઝાડી, સ્મરણુ થતાં તે અટકે. જંજાળી. ૪
હરીની વીનંતી હૃદય ધરીને, વળગ શીવ ચરણુને ચટકે.જંજાળી. ૫

---

૧૪

## કુવાલી.

અરે હો મોક્ષના દાતા, તમે છો વિશ્વના ત્રાતા;
હૃદયના છો તમે જ્ઞાતા, દીયોને સર્વ ને શાતા.
અભાગી આ બધા જાણો, બધાનો ઇષ્ટ તું શાણો;
બધાંનાં પાપને માફો, બધાને શાન્તીઓ આપો.
દીસો કર્પુરથી ધોળા, ચઢે છે ભસ્મના ગોળા
શરણુ આવી ધરે ખોળા દીયો તેથી કહે ભોળા
કરો છો નંદીની સ્વારી વળી છો આપ રૂંઢ માળી
ગરલને કંઠમાં ધારી ઉગાર્યા સર્વ સસારી
જટામાં ગંગને ધારી. કર્યો છે લોહ દૈવારી
હજારો દૈત્યને મારી લીધા છે ભક્તને તારી
ચહે છે દેવતા એવું જઇ લોહેશ્વરે રહેવું
મલે ફલ સ્નાનથી જેવું બીજે દીસે નહી તેવું
કરી પૂજન ઘણા પ્રેમે લઇશું જન્મ સુખ રહેમે
નહી આવવું પડે કેમે, અભયપદ પામી શું ક્ષેમે
નિકટ છે કુંડ પંચાનન, નિકટ છે અંજનીનો તન
નિકટ માર્કુંડનો આશ્રમ, નિકટ છે દેવકીનો તન
કર્યાં બહુ પાપીને પાવન, દમ્યા બહુ દેવના દુશ્મન
તમો છો ભુતના સ્વામીન, દીયો છો મોક્ષ શુભ ધામન

કર્યાં મેં ક્રુર કર્મો કંઇ, ગણી તેને ગણાએ નહીં
પુકારૂં હું હવે કયાં જઇ, નથી તારા વિના બીજુ કોઇ
ત્રિવીધ આ તાપનો મારો, નથી તે લાગતો પ્યારો
ખરો છે આશરો તારો, જન્મને મર્ણું નીવારો
ખરો હું દાશ છું તારો, ખરો તું નાથ છે મારો
ખરો છે તાહરો ધારો, નથી તું ભક્તથી ન્યારો
નહીં મને દુઃખીને મારો, અરજ તો ઉરમાં ધારો
નહીં આ બાળ વીસારો, માનોને દાશ છું તારો
નમું નમું દીન અને રાત, શરણુ તો રાખજે તારે
શીવ શીવ તમે સાક્ષાત, હરીને હ્રદયમાં ધારે

---

૧૫

સદા લોહેશ્વર છો ભોળારે (૨) દીનાનાથ દીનદયાળ તમે છો
ચઢે ભસ્મ ગોળા. ટેક. ૧
જટામાં ગંગ બીરાજે છે (૨) મુક્તી દાતા વિશ્વના ત્રાતા,
સેવકો શરણુ તમારે છે. સદા. ૨
શોભે છે નંદીની સ્વારી (૨) સુખ કર્તા દુઃખ હર્તા શંભુ,
નમે છે નરનારી. સદા. ૩
બાજુ લંબોદર બીરાજે (૨) વામે હનુંમંત શોભીત દીસે,
વાજીંત્રો ધનન ગાજે છે. સદા. ૪
સન્મુખ પાર્વતી માતા (૨) દોષ હમારા દુર કરીને,
રાખો સુખ શાતા. સદા. ૫
રૂદ્રાક્ષ શોભા શી જોઉ (૨) આનંદથી ઉભરાઇ શરણે આવી,
શેવામાં મોઉં, સદા. ૬

સમમુખ નાગોને જોઇ (૨) તુજ શેવામાં સદા રહેવાને,
અરજ કરૂં મોઇ. સદા. ૭
ચહે છે દેવતાઓ એવું (૨) ધર્મારણ્ય ક્ષેત્રમાં જઇને,
લોહેશ્વરે રહેવું. સદા. ૮
શોભીત કુંડ છે પંચાનન (૨) સ્નાન, સેવા, સ્મરણ કરેથી,
મલે અતી આનંદ. સદા. ૯
નૈરૂતે મારકુંડનો આશ્રમ (૨) પીતૃ ગયા વલી માતૃ ગયા છો,
પવીત્ર શુભ ધામમ સદા ૧૦
શુકલ શ્રીમાલિ ભજે ભાવે (૨) તન મન ધન તે તો અર્પીને,
આદથી શેવા બજાવે. સદા. ૧૧
નીત્યે તુજ ચરણમાં રહેવા (૨) મુંજપુર નિવાસી શુકલ હરિલાલ,
માગે તુજ શેવા. સદા.

---

૧૬

## રાગ પુનમ ચાંદનીનો.

સુંદર સાહેલીઓ આ, શીશો ભા બનીરે,
રહીએ શંકર દર્શનથી પુરાં ગુલતાન;
પ્રીતે આવો બેનીઓ, મારા સાથમાંરે. ટેક.
બેની સુંદીરઆ, શીવાલય શોભતું રે;
કરતાં દરશનથી થાએ ખુશમન. પ્રીતે આવો.

### સાખી.

કુકમ કેસર અત્રથી. શીવ પુજાઓ રચેલ,
સુગંધી સર્વ વસ્તુઓ, જોઇ કરીએ ગેલ;

કેશર કસ્તુરી સુગંધ, જોઇએ આવડીરે,
શંકર દર્શનથી આનંદ સર્વજન. પ્રીતે આવો.
ચાલો સાહેલીઓ જોઇએ આ સમેરે;
ચડયાં સુગંધી શોભે છે અતી ફુલ. પ્રીતે આવો.

## સાખી.

રૂદ્રાક્ષ શોભા સીકહું, જુઓ શંકર સન્મુખ;
જોતાં આનંદ ઉપજે, મલે પ્રાણીને સુખ.
દર્શનથી દરીદ્ર જાય છે, જોતા થાય ખુશ મન,
દર્શનથી દોષ દુર થાય છે, રહેમન રંજન.
પ્રણામ કરીને બેની ફરીએ ફુદડીરે;
રહીએ રમત ગમતમાં દીન રાત. પ્રીતે આવો.
ચાલો બેનીઓ શીવાલય સુખધામ;
કરીએ ભેગાં થઇ શીવ દર્શન. પ્રીતે આવો.

## સાખી.

અમુલ્ય મનુષ્ય દેહ આ, ફરિ ફરી નહીં મલે;
આંખો ઉઘાડી જુઓ, કર્યાં કર્મો નડે.
સંસાર સ્વપ્ન તુલ્ય છે, કરી જૂઓ વીચાર;
સંબંધી સ્વાર્થનાં સગાં શંકર છે તારનાર.
જઇએ બેની, શંકરની શરણે સદા;
રટીએ લોહેશ્વર નામ દીન રાત. પ્રીતે આવો.
ચાલો ચાલો બેનીઓ શીવ શરણે જઇએ;
કરીએ ભેગાં મળી આનંદ. પ્રીતે આવો.

**સાખી.**

ધર્મા રણ્ય ક્ષેત્ર આ; પ્રાચીનથી પ્રસિદ્ધ,
લોહેશ્વર કૃપા થકી, મલે નવ નીદ્ધ,
પ્રેત પિશાચ ક્ષણુ વારમાં, પોકારી જાય દુર,
પુત્ર પરિવાર વધે સદા, વળી વધારે સુર.
ચાલો ચાલો બેનીઓ કરીએ શિવ નમન;
રહીએ છકેલાં આનંદી નીશદીન પ્રીતે આવો.
શીવ પુજન કરવા સૌ ભેગાં મલો;
થાએ જેથી શંકર પ્રસન્ન. પ્રીતે આવો.

**સાખી.**

પંચ પલ્લવ જુઓ સખી, ધર્મારણ્ય શુભ નામ,
આ વનને નીરખો સખી, રમણ્ય વન સુભનામ;
અતી આનંદમાં રહી, રમીએ ખુશ થઇ આજ,
વનની શોભા શી જોઉં, સુઝે અવર નકાજ.
જાઇ જુઇ ચંદન વ્હેકે આબડીરે;
નીરખી રમણ્ય ક્ષેત્ર સૌજન. પ્રીતે આવો.
બેની આનંદ સમ આવન શોભતુંરે;
સ્નાન શેવા કરતાં થાએ ખુશ મન. પ્રીતે આવો.
હીમતકારી મારી, પ્યારી ફરીએ ફુદડીરે
હરીલાલ અરજ ઉર ધાર. પ્રીતે આવો.

---

૧૭

**દુઃખ થાય મુને આવાર કૃત્ય બુરૂં થયું રે—એ રાગ.**

હર્ષ થાય દિલમાં ભારે, શંકર દર્શન થયાંરે;

જેની શીવમાં લલના લાગી, તેની ઉપાધી સર્વે ભાગી;
શીવ સ્મરણ કરો સૌ જાગી, દુઃખો સર્વે ગયાંરે. હર્ષ. ૧
શંકર રહ્યા છે સર્વ વ્યાપી, દુર જાય છે સર્વ પાપી;
જે હૃદય રાખે શીવ સ્થાપી, તે જન સુખમાં રહ્યારે. હર્ષ. ૨
શું થાય બને વૈરાગી, પણ શીવ લલના નહી લાગી;
જુઓ આંખો ઉઘાડી જાગી, તેવા નરો દુઃખમાં ગયારે. હર્ષ. ૩
હરીની વીનંતી હમેશથાએ, જે નર શીવશરણમાં જાએ;
તે તો ગયા સ્વર્ગના છાંએ, જે શીવ સ્મરણમાં રહ્યારે. હર્ષ. ૪

---

૧૮

## રાગ પીલુ.

વીનંતી ઉર ધરો, શીવ અમારી, સેવા આપો સદાએ તમારી;
રટણ શંકર તમારૂં કરવાને, જેથી થયા મનુષ્ય દેહધારી. વીનંતી. ૧
પૂર્વ જન્મના પુણ્યે કરીને, સેવા સુઝી છે અમને તમારી. વીનંતી. ૨
નીતી રીતીથી અમને રાખો, જગત તરીએ જે છે ભારી. વીનંતી. ૩
વારે ચઢજો સર્વ દુઃખ સમયે, આશા એવી અમને તમારી. વીનંતી. ૪
વીનંતી હમેશ હરી ગુજારે, ચરણ રાખજે હમેશ તારી. વીનંતી. ૫

---

૧૯

## ભૈરવી ત્રીતાલ.

શંકર સર્વને આપો, સન્મતિ હૃદયમાં સ્થાપો;
તુજ સ્મરણ વગર સર્વેજન, વેઠે દુખદ બળાપો. સન્મતિ. ૧
દુઃખ દરીયામાં દીન બનેલાં, અમઅંતરને માપો;

કર કરૂણા શ્રી લોહેશ્વર શંકર, કષ્ટ અમારાં કાપો. સન્માત. ૨
જ્ઞાન વીણ અમધર કામ ક્રોધ, બળકરી મારે ત્રાપો;
ષડ્રિપુનો નાશ કરવા, સુમતી શસ્ત્ર આપો. સન્મતિ. ૩
દ્રષ્ટી કરીને અમ અંતર પર, છાપ આપની છાપો;
કુટીલ કાળનાં બાળ અમે તો, આપ અમારા બાપો. સન્મતિ. ૪
પૂર્વ જન્મનાં પાપો નડયાં, ઉભરાયા અભીશાપો;
સુખ દાયક સન્માર્ગન સુઝે, હાથ ન આવે ઝાંપો. સન્મતિ. ૫
સન્મતી તણો સંચાર ન જોઉ, પથરાયાં અતિ પાપો;
ગુરૂ બનીવાદ ચલાવવા માંડયા, આંખ છતે અંધાપો. સન્મતિ. ૬
કર કરૂણા કરૂણા નિધિ શંકર, કુમતી અમારી કાપો;
કુમતિ રસ્તો જોઇ અહર્નિશ, ઉપજાવે અતી પાપો. સન્મતિ. ૭
સત્કર્મ વિચાર શક્તી વીણ, સહન કરવા પરી તાપો;
છાપ તિલક માળાઓ ધાલી, વિણ સમજે સંતાપો. સન્મતિ. ૮
વેગે મદદ કરો વીશ્વંભર, સુણી આ વીષય વીલાપો;
હરિલાલ તો કર જોડી કહે છે, સન્મતી સચરાચર સ્થાપો. સન્મતિ. ૯

---

૨૦

તારે પારે જે કોઈ આવે, ભાવ ધરીને પાશરે;
રટણ હૃદયે તારૂં કરશે, કરે તેને તું દાશરે.
જ્ઞાન ગરીબી પેખીને, રાખજે તુ હજુરરે;
લોભ તજજે મોહ તજજે, દોષ કરજે દુરરે.
સાચો સાંવ છે જગતમાં, બીજી જુઠી જંજાળરે;
માયા સર્વ છે તારી જીભતમાં, કબજે રાખ્યો કાળરે.

મમતા રાખે જે કોઇ મનમાં, કરે જો તાણા તાણુરે;
પસ્તાવો પાછળથી કરશે, મોટા લઇને પાણુરે.
ઉત્તમ દેહ આપ્યો મનુષ્યનો, ભક્તી કરવા કામરે
બ્રહ્મા વિશ્નુ તે પણ તું છે, વળી છે તું તો રામરે.
સુંદર સ્વરૂપ છે બહુ તારૂં, નીરગુણ નીર્મળ નામરે;
પ્રાણીનું તું પોષણ કરે છે, પૂરણ કરે છે કામરે.
શઠ્ઠ શત્રુને દુર કરે છો, હૃદયે રાખી જે ભજશેરે;
સત્ ચીત્ત આનંદમાં રહેશે, જુઠ નજરથી તજશેરે.
સંતોશે સુખ ઉપજે, લોભે ઉપજે દુઃખરે;
પૂરણ પ્રેમથી પુજતાં, સજન્ને મળશે સુખરે.
હરિલાલ હીમતથી કહે છે, હૃદયે રાખે ટેકરે;
શરણુ તેને તો તુંયજ રાખે, રાખે વળી વીવેકરે.

---

૨૧

ધર્માંધોરે, દ્વૂષી શું ન કરે.

પ્રાતઃકાલે ઉઠે જ્યારે, નિદ્યામાં પ્રસરે; દ્વૂષી. ૧
આ દેવનાના આ દેવ મોટા કહેતાં કદી ન ડરે; દ્વૂષી. ૨
ધાલી માળાઓ કરે પુજાઓ, તીલકમાં તો તરે; દ્વૂષી. ૩
વાકય રચનાથી બોલી બોલી, શરણુ ભોળાને કરે; દ્વૂષી. ૪
સર્વ વ્યાપક આ દેવ મોટા, કહી કથાઓ કરે; દ્વૂષી. ૫
સ્વાર્થ સાધવા સર્વ સમજાવે, અસત્યથી ન ડરે; દ્વૂષી. ૬
જગત રચના તો પોતે ન સમજે, સત્યને નીંચે ધરે; દ્વૂષી. ૭
હરિલાલની તો વીનંતી એ છે, દ્વૂષી તુર્ત ટળે; દ્વૂષી. ૮

૨૨

( કરો નજર મીંઠી મુજપરે—એ રાગ. )

કરો શાન્તિ સર્વપરે, દયાદિલ ભરે-શંકરજી વીનતી;
અમ પાપ અમને સાંભળે, હૃદય થરથરે, શંકરજી વીનતી.
છો આપ વિશ્વંભરપતી, મૂર્ખ અમે જન;
કર્યા પાપો અમાપ, હરી વીનતી હૃદયે સ્થાપ.
કરો માફ, જોડું હાથ, શીવ આપ, અમનાથ; કરો.

---

૨૩

ઉમા પતીનું નામ સારૂં, અમને લાગે પ્યારૂંરે. ઉમા. ૧
મમતા મીંઠી મૂર્ખને લાગે જગતમાં,
ખોટી જંજાળ જગત ન્યારૂં રે; અમને. ૨
સ્નેહી સબંધી સૌ સ્વાર્થનાં સગાં,
હરીને કરો અજવાળું રે; અમને. ૩

---

૨૪

શીવ તારી અતી ગહન ગતી
પળ પલમાં બદલાવે દશા, રાય રંક રંક રાય થાએ સ્થીતી-શીવ.
અતી આનંદમાં માહાલતાં તે, દુ:ખનો થયો નીવાશ.
શીવ, શીવ, કરે, હૃદયે જે રે ધરે
દુ:ખ દુર કરે, વીશ્વંભર હરે
હરીની વીનતી, સુધારે હરિહર ગતી—શીવ.

---

૨૫

(મદભરી જુવાની યાર—એ રાગ.)

મૂર્ખ અમ સરદાર શીવ તમે કરો ઉદ્ધાર,
અહો ઉદ્ધાર—હાં—હાં—મૂર્ખ. ૧.
જુઠા જંજાળમાં અમે ફસાયાં
કૃપા કરીને, હૃદયે ધરીને
હરીની વિનતી આ વાર,
અહો આ વાર—હાં-હાં-મૂર્ખ. ૨.

---

૨૬

વૃદ્ધ અવસ્થા થશે, અરેરે આવી; વૃદ્ધ.
કાને બેહરા, આંખે આંધળા, ચાલવું લાકડી લઇ. અરેરે આવી.
પગે હાથે થઇ શું પાતળા, સગું થશે કોઇ નહીં. અરેરે આવી.
દાંતો જાશે નહીંરે ખવાશે, નવીન વ્યાધી ઉત્પન થઇ. અરેરે આવી.
દીકરા વહુઓ ગાંડા ગણશે, આપણું કોઇએ નહીં. અરેરે આવી.
ધીમે ધીમે ચાલવું પડશે, શીવ સ્મરણ વખત ગઈ. અરેરે આવી.
મુર્ખ જન ક્યાં વખત ગુમાવો, ભજો ૐ શીવ નામ લઈ. અરેરે.
હરીની વીનતી હૃદયે ધરોને, પસ્તાશો જુવાની ગઇ. અરેરે.

---

૨૭

શંકર શેવા સ્મરણપાની, દીલ ખુશખુશ લહેલાવે;
મૂર્ખજન મસતાના, અજબ દીવાના, શીવ સ્મરણથી દુર જાવે; શંકર.૧
મૂર્ખ જન જે માનવી, સમજે નહીં શેવા,

મમતામાં તે ફસ્યા કરે, તેથી મૂર્ખ કેવા;
શિવ સ્મરણ સરખું નહીં નામ કોઇ બતલાવે. દીલ. ૨
શીવ સ્મરણ વીનાના, જે હોય છે પ્રાણી,
પાછળથી પસતાવો થાતાં, થશે તાણાતાણી;
હરીની વીનતી કોણ હૃદય જગાવે. દીલ ખુશ. ૩

---

૨૮

શીવ મૂર્તિ રહી છે મનમાં, નમણી રમણી. શીવ.
શીવ તારી કરવા શરણે, રહે ચરણે, ચતુર્વરણે;
ભૂલી ન ભૂલાયે, ખુશકારી છબી શીવતણી. શીવ.

૨૯

## રાગ સોરઠ ત્રેતાલ,

અરજ ઉરમાં ધરજો, શીવ શરણે તારે તારે;
શાન્તી આપો, સચરાચર સ્થાપો, વીનંતી વારંવારે. શીવ.
દુઃખ દરીઆમાં અમે ડુબેલાં, તેને પાર ઉતારે. શીવ.
મોહમાયામાં અમે ફસેલાં, દુરગુણમાં છીએ ભારે. શીવ.
સ્વપ્ન સંસારને સાચો માની, ફસીએ વારંવારે. શીવ.
અજ્ઞાનમાં અમે અંધ બનેલા, છીએ તારે પાળે. શીવ.
હરીની વીનતી હૃદયે ધરીને, ચરણ રાખજે તારે. શીવ.

---

૩૦

## નાકની નથની ને કાનની વાળી એ રાગ.

કરૂંછું પ્રણામ, ભજું શીવ નામ;

શરણે રાખશો, મને દાસ જાણી.
અહરનીશ આવું, ચરણે તમારે;
શીવ શીવ ભજીશું, અમે સૌ પ્રાણી.
અમ દોષો સામું, કદી નહીં જોશો;
નીતિ દયા આપી, મિંઠી કરો વાણી.
સર્વને શાન્તી આપી, શેવકને તારો;
હરીને શરણુ રાખો, હરી વીનતી જાણી.

---

૭૧

## રાગ રામગ્રી.

અરે શીવજી તારી ગતી, સમજી શકે નહીં કોય;
હ્રદયે શું ધારેલને, રહ્યા સર્વે રોય. અરે. ૧
સ્નેહી સગાઓ જોઇને, જોયા સ્વાર્થમાં સહુ;
દુઃખ દેનારા એ બધા, કોની કાહાણી કહુ. અરે. ૨
પસતાવો પાછળથી થશે, મુર્ખ હશે જે જન;
સ્થીતી પોતાની જોઇને, દુઃખી કરશે મન. અરે. ૩
સ્વપ્ન તુલ્ય સંસાર છે, સમજી શકાયે નહીં;
જેમ ઇચ્છીએ તેમ જઇએ, ઉંડા કાદવ મહી. અરે. ૪
મુર્ખ જન મમતા તો કરે, સાચો માની સંસાર;
અજ્ઞાનતા છે એ બધી, જણાએ નહીં લગાર. અરે. ૫
કર્મહીણ બ્રાહ્મણો થયા, ક્ષત્રી વૈશ્ય ધર્મહીણ;
આચાર વીચાર તેતો ગયો, મુર્ખ ગણાએ પ્રવીણ. અરે. ૬
સત્યનીતી અળગાં થયાં, વળગ્યો જુઠ જંજાળ;

સર્વે જન સંસારમાં ડુબ્યાં, કોણ લેશે સંભાળ. અરે. ૭
છળ-કપટ-અનીતી પ્રપંચ, સ્નેહી સબંધી તે થયાં;
નીતી દયા ને સત્ય કર્મ, મુર્ખપણે વીસરી ગયાં. અરે. ૮
ઠગીને ખાવું ઠગીને જાવું, કાર્ય કરીએ તે અમે;
હરીની વીનતી જે ધરે નહીં, દુનીઆંમાં તો તે ભમે. અરે. ૯

---

૩૨

## લાવણી.

સર્વ ધ્યાન ધરો શીવ હરીહર, આસન હે વાઘંબરકા;
અગડબમ્બ અગડબમ્બ ડીમાક ડીમાક શીવ, વાગે ડમરૂ શંકરકા.
કેશર ચંદન શીવ સદા અંગ. હસ્તલીઆ અહર્નિશ ગોળા;
કૈલાસ વાસી જપું નીરંજન, હર હર હર શંકર ૐ ભોળા.
ગજાનંદ હનુમંત શોભીત દીસે, હીમજા હે સો અર્ધંગા;
બ્રહ્મા વિશ્નુ ધ્યાન ધરે સૌ, જટા બીરાજી તહે ગંગા.
ત્રિશુળ કરમે ધરે શીવ દાતા, સર્વ સૃષ્ટીકો અધીકારી;
કુંડળ શ્રવણે અતી શોભી તહે, કરે નંદી કો અસ્વારી.
મન મેરા શીવ શીવ જપત હે, કર કૃપા મનપર ભારી;
હર હર હર શ્રી લોહેશ્વરા, મહેરકીજીએ ત્રીપુરારી.
શુકલ હરી અહર્નિશ નમે છે, શીવ શીવ શીવ પોકાર કરે;
રહેમ કરો સર્વે શેવક પર, અમારી અરજ તો ઉર ધરે.

---

૩૩

જય નમઃ શીવાય શીવ જય નમઃ શીવાય (૨)
પ્રેત મુક્તી કારણે, લોહેશ્વર પ્રગટાય— શીવ.

પુત્ર વાંછીત આપજ દ્યોછો, નમે પ્રાણી સદાય—શીવ.
તારે પારે સર્વે આવે, દર્શન કરી હર્ષાય— શીવ.
દુઃખ દરીદ્ર સર્વ ટળે છે, પ્રાચીન ક્ષેત્ર ગણાય—શીવ.
પંચાક્ષર મંત્ર સ્મરણ કરેથી, દુઃખ દરીદ્ર જાય—શીવ.
શીવ શીવ શીવ જે હૃદયે રાખે, પ્રાણી સ્વર્ગે જાય—શીવ.
હરી વીનંતી હમેશ કરે છે, ભજો શીવ સદાય—શીવ.

---

૩૪

**( આલો સાહેલી ભુવનેશ્વરીનાં—એ રાગ. )**

આવો આવો ઉમંગે ભાઇ, લોહેશ્વર દર્શન કરવા;
અરપી તનમન કરીએ વંદન, પ્રેમ ધરી શેવા કરવા.
પ્રણામ કરી એ વીશ્વંભરને, જગત જુઠ જંજાળ તરવા. આવો.
શીવ નમન છે અભિવંદન, શીવ શીવ શીવ શીવ ઉચરવા;
ૐ નમઃ શીવાય નમઃ શીવાય, હરી નમે છે દીલ ધરવા, આવો.

---

## મહીમા

### દ્રષ્ટાંત

૧

કાઠીઆવાડમાં જઇ જુઓ, પ્રાંત સોનગઢ ઠામ;
તે તરફ એક શહેર છે, શીરોઇ કરીને ગામ. ૧
ત્યાંયતણા રાજ્યપુતને, હતીજ પ્રેત પીડાય;
જમતાં ઘી જુએ અન્નમાં, પ્રેતજ ત્યાં દેખાય. ૨
શીકર તે તો દુર થવા, કર્યા અતી ઉપાય;

અન્ન જોયું કદી નવ ગમે, દીલમાં અતી દુભાય. ૩
ધર્મા રણ્ય ક્ષેત્રમાં, જે છે લોહેશ્વર નામ;
ત્યાં આવીને તે રહ્યો., કરવા પોતાનું કામ. ૪
નારાયણબલી ત્યાં કર્યું, જેથી થયું અતી સુખ;
શીવદર્શન કરવા થકી, ગયું પ્રેતનું દુઃખ. ૫
હર્ષ થયો રાજ્યપુતને, ગઇ પ્રેત પીડાય;
સ્નાન કર્મ કરી રહી, તેલ તલાવે જાય. ૬

૨

સીંધ તરફના સાધુને, હતો જલંધર રોગ;
શીવ શરણુ સુખી થયો, બન્યો શ્રેષ્ટ સંજોગ. ૭
અઠવાડીયું તો તે રહ્યો, ગયો રોગ આ ઠામ;
બુમ પાડી તે તો કહે, ભજો શીવ શીવ નામ. ૮

૩

વાગડના એક વણીકને, હતી પુત્ર પીડાય;
પાંચ સ્રીયો કરવાં છતાં, સંતાન કદી ન થાય. ૯
આસ્તા રાખી શીવની, આવ્યો લોહેશ્વર ઠામ;
પુત્ર તેને ત્રણ થયા, રાખ્યું કુળનું નામ. ૧૦

૪

હીંન્દુસ્તાનના હીન્દુને, હતોજનવલગાડ;
દીન રાત ફર્યા કરે. પાડે મોટી રાડ. ૧૧
શીવ શરણે સગાં લાવીઆં, કર્યું સ્નાન કુંડ નાહી;
જન તુરત ત્યાંથી ગયું, સુખી થયો તે ભાઈ. ૧૨

૫

કચ્છના એક બારોટને, હતા ગાંડા બે બાળ;
લોહેશ્વર તે આવીઓ, શરણુ થયો તત્કાળ. ૧૩
ભજન કર્યું એક માસ રહી, રટયું શીવ શીવ નામ;
ગાંડપણુ તત્કાળ ગયું, બાળોનું આ ઠામ. ૧૪
બાળક જોઇ અતી હર્ષ થયો, બારોટને તે વાર;
વીદ્વાન બાળક નજરે પડયા, બોલો જય જયકાર. ૧૫

૬

અજમેરની દુ:ખી જેલમાં, જન્મટીપ રજપુત;
ક્ષેત્ર લોહેશ્વર આવીઓ, તેનો એકજ સુત. ૧૬
અરજ ઉરથી અતી કરી. લીધું લોહેશ્વર નામ;
મુક્ત થશે તે જેલ થકી, સ્વપ્ન થયું તે ઠામ. ૧૭
જઇ જુએ અજમેરમાં, સ્વપ્ન બરાબર કામ;
રજપુત જેલથી છુટીઓ, રટે અહર્નીશ શીવ નામ. ૧૮

## વર્ણન

૭

આથી વળી અધીક છે, ક્ષેત્રતણો મહીમાય;
નથી કોઇની તે થકી, થઇ શકી ઉપમાય. ૧૯
અધીક મેળો ફાલ્ગુનમાં, કૃષ્ણપક્ષની માંહ્ય;
નવમીથી સપ્તદીન સુધી, સર્વ સજ્જન ભરાય. ૨૦
ક્રીયા કર્મ શું ત્યાંહાં થાય, તેહ કરૂં વર્ણન;
સમજો પ્રીતધરી સહુ, વીચાર કરીને મન; ૨૧
આવે છે સજ્જન ત્યાંહાં, પ્રેતજ કરવા દુર;
કારણુ છે પ્રાચીન કાળનું, વીસ્તારૂં ભરપુર. ૨૨

પ્રેત પીડા જો હોય તો, તેલ તળાવે જાય;
નાહી નીકળે જ્યાંહારે પ્રેત પ્રવેશજ થાય. ૨૩
ભીન્ને વસ્ત્ર આવી કરી, મોક્ષ ગંગવે ન્હાય;
મ્લેચ્છ પ્રેતજો હોય તો, તેહ સ્વચ્છ થઇ જાય. ૨૪
ત્યાર પછી તે ત્યાંહીથી, જાયે આપ નીવાશ;
માહાત્મ્ય તે તો સાંભળે, હોય નહીં પ્રેતજ પાસ. ૨૫
દીન અસ્ત થાય જ્યાહારે, શીવ શરણુ તે જાય;
દર્શન ત્યાંહાં કર્યા થકી, પ્રેતજ જાગૃત થાય. ૨૬
બાદ દીપક લૈ જાય ત્યાં, હોય જ્યાં સ્વ નિવાસ;
સન્મુખ દીપક રાખીને, થાળી વગાડે પાસ. ૨૭
પ્રેત પીડા ધુણી વદે, સર્વ સજનને એમ;
બળી મરૂં બળી મરૂં એમ કહે, મુજને છેડો કેમ. ૨૮
રહીશ નહી, આ શરીરમાં, સર્વે કહેશા કાજ;
પ્રેત પીડા વળતી વદે, મારે જોગેશ્વર રાજ. ૨૯
અમને મારે છે અધીક, જેથી ભય બહુ થાય;
આ વીગેરે અધીક છે, તીર્થ તણો મહીમાય. ૩૦
પીત્રી પૂર્વજ દુઃખનું, વન્દુ હું વૃતાંત;
શ્રાદ્ધ કર્મ કર્યા થકી-ભાગે મનની ભ્રાન્ત. ૩૧
તીર્થમાં વળી જુઓ-દેવ પીંપળો એક;
મહીમા નીશ્ચે વર્ણવું, પૂર્વજ પ્રેત વીશેક. ૩૨
પ્રાચીન કાળે પીંપળો, હતો સુવર્ણ તેહ;
શ્રી રામચંદ્ર હસ્ત થકી, પ્રગટ થયો છે એહ. ૩૩
કર્મ ચંડાળ નીવાશ થકી, થયો તેહનો નાશ;
શ્રી લોહેશ્વરથી દક્ષીણુમાં, હાલ થયો છે વાસ. ૩૪

પ્રથમ ગંગવે નાહી કરી, શ્રાદ્ધ કરે આ ઠામ;
બ્રહ્મ ભોજન પોતે કરી, રટે શીવ શીવ નામ. ૩૫
માહાત્મ્ય સ્વસ્થ થઇ સાંભળે, દેવ પીંપળે જાય;
તીહાં નીર નીરે સહુ, પિત્રી તૃપ્તજ થાય. ૩૬
કારણ તે જાણે સહુ, નવ થાએ ઉપમાય;
વળી તેથી અધીક છે, ક્ષેત્ર તણો મહીમાય. ૩૭
આસ્તા રાખે શીવની, પ્રેત દુર થઇ જાય;
શીવ શીવ શીવ એકવાર કહો, જય જય તેથી થાય. ૩૮
કોઇકને વર્ષ એકમાં, કોઇને વર્ષ બે જાય;
છેવટમાં ત્રણ વરસમાં, કાર્ય સફળ સહુ થાય. ૩૯
કારણ ગર્વ ટળે સહુ, મર્મ વધ્યો નવ જાય;
પ્રેત દુર થઈ જાય છે, જાણે ક્ષેત્ર મહીમાય. ૪૦
વળી લે આસ્તા શીવની, સંતતી કારણ કોય;
શ્રી લોહેશ્વર કૃપા થકી, પૂર્ણ મનોરથ હોય. ૪૧
દરવાજો છે દ્વાર તણો, છે ઉગમણો મુખ;
આનંદથી દર્શન કરો, શીવસ્થાન પ્રમુખ. ૪૨
ડાબા જમણી બાજુએ, ધર્મશાળા તે ઠાર;
શુકલ પ્રાણજીવને સુધરાવી છે, ક્ષેત્ર તણી નીરધાર. ૪૩
કીલ્લામાં સૌ જઇ જુઓ, જયાં હતું હરીહર સ્થાન;
શુકલ પ્રાણ જીવને પુનઃ કર્યું, રાખ્યું હરીહર નામ. ૪૪
આ લોહેશ્વર ક્ષેત્રમાં, હતું પાણીનું દુઃખ;
શુકલ પ્રાણજીવન શોધથી, થયું પાણીનું સુખ. ૪૫
સાતસો પખાલો પાણીનું, છે ટાંકુ તેવું એક;
પ્રાણજીવન પ્રયાશથી, બન્યું અતી વીવેક. ૪૬

શ્રી શંકર સન્મુખમાં, મંડપ રચ્યો છે ત્યાંહાં;
પ્રાણુ જીવનના પ્રયાશથી, વગા ઉપજ વધી છે જ્યાંહાં. ૪૭
પ્રાણુ જીવનના પ્રયાસવડે, ક્ષેત્ર સુધાર્યું ઠામ;
એકવાર શીવ શીવ વદો, પ્રાણુ જીવન સ્વર્ગ સુખધામ. ૪૮
પૃથક પૃથક રીત વર્ણવી, ધર્મારણ્યની સાર;
ક્ષેત્ર મહીમા છે અધીક, કોઇ પામે નહીં પાર. ૪૯
અધીક ધામ છે પૃથ્વીમાં, અવિચળ જે કહેવાય;
પૂર્વે થકી વધતો થયો, ક્ષેત્ર તણો મહીમાય. ૫૦
સીદ્ધપુરમાં તમે જઇ જુઓ, માતૃ ગયા કહેવાય;
પીતૃ માટે જઈ પુછો, ગયા નામ લહેવાય, ૫૧
આ ક્ષેત્રમાં તે બેઉ છે, માતૃ પીતૃ મોક્ષ ધામ;
સીદ્ધપુર-ગયા નવ જવું પડે, શીવ શીવ લ્યો સૌ નામ. ૫૨

---

## વીનંતી.

### ( રાગ ધનાશ્રી. )

વીનંતી વારંવાર, શીવ ભકતો વીનંતી વારંવાર;
અંતર ઉર્મી પ્રગટ થએથી, સ્તવન કર્યા તૈયાર—શીવ.
કવી નથી હું દાસ સર્વનો, જાણું નહીં કાંઇ સાર—શીવ.
ભુલ ચુકની ક્ષમા ચાહું છું, સુધારે વીભુ સંસાર—શીવ.
વીનંતી સાથે ગુણુ ગાયા તે, હૃદયે કરો વીચાર—શીવ.
શીવ શીવ શીવ પ્રીતે બોલો, વદો વારંવાર—શીવ.
શુકલ જાદવજી સૂત હું છું, રહું શીવ દરબાર—શીવ.
વ્યવસ્થાપક શ્રી લોહેશ્વર, હરીલાલ ઉરમાં ધાર—શીવ.

---

# આરતી

૧

જય લોહેશ્વર શંભુ, જય લોહેશ્વર શંભુ;
અચરાચર છો વ્યાપક, નમઃ ૐ વીભુ. જય. ૧
આદીતવારે આપ, રાખો સુખશાતા;—( શીવ )
બ્રહ્મા વિશ્નુ સર્વ દેવ, ગુણ તારા ગાતા. જય. ૨
સોમવારે શરણ આવી, રહે આનંદે—( શીવ )
રૂષીવર મુનીવર શેવે, વેદ સદા વંદે. જય. ૩
મંગળવારે મહેર તમારી, શેવકપર કરજો,—( શીવ )
આધી વ્યાધી ઉપાધી, સર્વે દુર કરજો. જય. ૪
બુધે બુદ્ધિ દાન, હેત થકી કરજો—( શીવ )
અજ્ઞાનતા અસત્ય તમે હેત થકી હરજો. જય. ૫
ગુરૂવારે જ્ઞાન લેવા, અમે અરજ કરીએ;—( શીવ )
ઇચ્છીત ફળતો પામી, શીશ ચરણ ધરીએ. જય. ૬
શુક્રવારે હરીહર, સદ્‌બુદ્ધિ આપો;—( શીવ )
અરજ ઉરમાં ધરીને, કષ્ટ સર્વ કાપો. જય. ૭
શનીએ શરણ આવી, ગુણ તારા ગાઇએ;—( શીવ )
ચરણ નમી દર્શન કરીને, સુખીઆં તો થઇએ. જય. ૮
કેશર ચંદન અષ્ટગંધ, છે સર્વે અંગે;—( શીવ )
સુગંધી પુષ્પ હરીહર, અર્પણ ઉમંગે. જય. ૯
ધુપદીપ વલી તાંબુલ, નૈવેદ્ય સાથે;—( શીવ )
પ્રાતઃકાલે સ્મરૂં, કૃપા અમ માથે. જય. ૧૦
ૐ નમઃ સદાશીવ, ગુણ જે કોઇ ગાશે;—( શીવ )

હરિલાલ હૃદયથી કહે છે, પાવન તે થાશે;
કરજોડી હરી કહે છે, મોક્ષે તે જાશે. જય. ૧૧

## આરતી.

૨

જય સદા શીવ શંભુ, શીવ જય સદા શીવ શંભુ;
વીશ્વંભર છો વ્યાપક, નમઃ ૐ વીભુ. જય. ૧
રક્તાક્ષના તપવડે, પ્રસન્ન થયા છો આપ; ( શીવ )
ધર્મા રણ્યક્ષેત્રમાં, રૂષીઓએ આપ્યો શ્રાપ. જય ૨
પ્રબલ યુદ્ધના અંન્ત્યે, લોહ ડંડત્યાં લીવ; ( શીવ )
વિશ્નુ રક્તાક્ષે પુજ્યા, લોહ ડંડ કરી શીવ. જય. ૩
વીષ્ણુશંકર વચનથી, ક્ષેત્ર લોહેશ્વર નામ; ( શીવ )
ભાવિ ભકતો આવે, સફળ થાએ છે કામ. જય. ૪
પીતૃ ગયા વલી માતૃ ગયા છો, પવિત્ર શુભ ધામન; (શીવ)
વિષ્ણુ સહીત આ ક્ષેત્રમાં. કર્યું શીવ સ્થાપન. જય ૫
પુત્ર પરિવાર દ્યોછો, કાર્ય સફળ સહુ થાય; ( શીવ )
શીવ શીવ શીવ ઉચરે, દુઃખ દરીદ્ર જાય. જય. ૬
શરણે તમારે આવે, મનુષ્ય સર્વ હર્ષાય; ( શીવ )
પ્રેત મુક્તી થાએ, પિશાચ દુર થઇ જાય. જય. ૭
મનુષ્ય ભક્તિ ભાવે, શ્રાદ્ધ કરે આ ઠામ; ( શીવ )
પ્રેત યોનીથી મુક્ત થઇ, રહે સ્વર્ગમાં નામ. જય. ૮
હૃદયે રાખી ભજશે, શીવ ગુણ કોઈ ગાશે; ( શીવ )
શુકલ હરિલાલ કહે છે, મોક્ષે તે જાશે;
કરજોડી હરી કહે છે, પાવન તે થાશે. જય. ૯

## હીન્દુસ્તાનમાં પહેલા વહેલું પ્રસિદ્ધ થતું.

# વ્યવહાર દર્પણ અથવા લખાણ મદદનીશ.

મહાશયો,

આ પુસ્તક કેટલું ઉપયોગી છે તે તેના નામ ઉપરથી પુરતો ભાષ પાડે છે આવું સરલતાવાળું કોઇપણ પુસ્તક આજ લગીમાં બહાર પડેલું નથી જેથી આ ગ્રંથ પ્રસીદ્ધ કરવા ઘણા મહાંશયોની ઇચ્છા હોવાથી તૈયાર કરી બહાર પાડવા વીચાર પ્રદર્શીત કર્યો છે.

આ ગ્રંથમાં વ્યવહારમાં હમેશાં જરૂર પડતાં લખાણોની આબેહુબ કોપીઓ તૈયાર કરી મુકવામાં આવી છે કે જે ઉપરથી જે જે લખાણની જરૂર પડે તેવા પ્રસંગે તે લખાણ આ ગ્રંથમાં જોવાથી મલી આવશે જેમાં નામનો તફાવત કરી તેજ પ્રમાણે લખાણ લખવાથી તેવું લખાણ લખવામાં કોઇપણ ઇશમની સલાહ લેવાની જરૂર પડે તેમ નથી આ ગ્રંથમાં થોક બંધ લખાણો વ્યવહારમાં હમેશાં જરૂર પડે છે તેવાં મુકવામાં આવ્યાં છે જેમાંના થોડાં નામો આ નીચે જણાવું છું.

૧. કબજાગીરો ઘરેણાઉ ખત, શાનગીરો ઘરેણાઉખત, અઘાટ વેચાણ ખત, અંગ ઉધાર ખેડુ ખત, સ્થાવર મીલકત બાબત ધર્માદા લેખ, જંગમ મીલકતની બક્ષીસનો લેખ, સ્થાવર મીલકતની બક્ષીસનો લેખ, સગપણ વખતનાં કરારનામાં, વસીયતનામું દત્તક લેખ, ગણોતનામું, મઝીઆરા વેપારની ફારગતી, કુટુંબ વહેંચણની ફારગતી, લેણાની ફારગતી, ભાડા ખત, રીવાજી કંકોત્રી, ચાલુ જમાના પ્રમાણે,

સુધરેલ કંકોત્રીઓ, હુંડી, પેંઠ, પરપેંઠ પરપેંઠ સબંધી કાગળ, ઇજારા પટો, સાદું ખાતુ, ધરેણાઉ ખત ખાતું, વેચેલ માલનો કબાલો, લીધેલા માલનો કબાલો, પાવતી અથવા પહોંચ, ભરતીયું, મેલો માઠી ખબરનો કાગળ, તેવા મેલા કાગળનો જવાબ, નોકર રાખવાનો દસ્તાવેજ, ખેડુતે સાથી રાખવાનો દસ્તાવેજ, મુનીમ રાખવાનો દસ્તાવેજ, નોટીસ, નોટીસનો જવાબ, બોલાવવાની ચીઠી, વસ્તુ મંગાવવાની ચીઠી, વસ્તુ પાછી મોકલવાની ચીઠી, મીટીંગ આમંત્રણ પત્રીકા, ઓછવ આમંત્રણ પત્રીકા, ટુંકી વીગતથી કાગળ, પુરી સમજુતથી કાગળ, દીકરાનો બાપ ઉપર કાગળ, બાપનો દીકરા ઉપર કાગળ, સ્ત્રીનો પતી ઉપર કાગળ, પતીનો સ્ત્રી ઉપર કાગળ, ઢોરો સબંધી આપેલેના દસ્તાવેજો, સકાલીઆં ધણી, સરસવ, એરંડા, વીગેરે અનાજની ખરીદીના સબંધ કરતા આપ લેના દસ્તાવેજો, ઝરપના દસ્તાવેજો, વીગેરે.

ધીરેલા પૈસાની દાવા અરજી રમાલકોઝ દાવા અરજી–ચુકથી વધારે પૈસા અપાએલ પાછા લેવાની દાવા અરજી સ્ત્રી કબજે લેવાની દાવા અરજી સ્થાવર ગીરો છોડાવવાની દા સ્થાવર ગીરો છોડાવવાનો હક બંધ કરાવવાની અગર વેચાવવા સબંધીની દા વેચાણ આપેલ માલનાં નાણાં લેવાની દા. ઝરપેલ માલ મુદતે નહીં મળવાથી તેની કીંમત લેવાની દા. મુદતે પૈસા લેવાની કરેલ સરતની દા. તૈયાર કરેલ સામાનનાં નાણાં લેવાની દા. હરરાજીમાં ખરીદ કરનારે તે માલ નહીં લેવાથી થએલ નુકશાન લેવાની દા. સામાન તૈયાર કરવાની મજુરીનાં નાણાં લેવાની દા. કરાર વગર વાપરેલ મીલકતનો બદલો લેવાની દા. બીજા રાજયમાં થએલ હુકમનામના આધારે દાવો કરવાની દા.

જામીન પાસેથી ભાડું લેવાની દા. જમીન ખરીદ કરવામાં કરાર તોડવાની દા. વેચાણ રાખેલ માલ કબજે લેવાની દા. ઘર ખાલી કરાવવાની દા. નોકરીની સરત પુરી થવા પ્રથમ કાઢી મુકવાથી કરવાની દા. નોકરીનો કરાર તોડયા બદલ કરવાની દા. ખામી ભરેલા ઘર બાંધનાર ઉપર કરવાની દા. હીસાબ લેવાની દા. પાણી બગાડયા બદલ દા. ખરાબ કારખાનું ચલાવવાથી થએલ નુકશાનની દા. રસ્તે જતાં અટકાવવાથી કરવાની દા. પાણીનો પ્રવાહ બીજી તરફ લાવ્યા બદલ લાવવાની દા. પાણી લેતાં અટકાવ થવાની દા. આગગાડીના રસ્તા ઉપર થએલ નુકશાન લેવાની દા. ગફલતથી થએલ નુકશાનની દા. અદાવતથી ફોજદારીમાં કામ ચલાવ્યા બદલ કરવાની દા. જંગમ મીલકત ગેરવ્યાજબી રીતે અટકાવવાની દા. કપટથી ખરીદ કરનાર સામે કરવાની દા, ચુકના સબબથી કરાર રદ કરવાની દા. મામલતદારી એકટ પ્રમાણેની દા. વારસાનું સરટીફીકેટ લેવાની દા. વીગેરે દીવાની કામોને લગતાં લખાણો મહત્વના ફોજદારી ગુન્હાની ફરીઆદ અરજીઓ વીગેરે ફોજદારી કામને લગતાં લખાણો તેમજ દાવાઓના જવાબો દરેક જાતની દરખાસ્તો બજવણી દરખાસ્ત વીગેરે વ્યવહારમાં જરૂર પડતાં પરચુરણ ખાનગી તેમજ કોર્ટ સબંધનાં લખાણો તેમજ પરચુરણ કરવાની અરજીઓના નમુનાઓ વીગેરે થોકબંધ લખાણો આ ગ્રંથમાં પુરેપુરી સમજુતી સાથે સમાશ કરવા ઉપરાંત પગાર ગણવાની જંત્રી અને કાયદા સંબંધી વ્યવહારમાં જરૂર પુરતી યોગ્ય સમજુત વીગેરેનો સમાવેશ કરવામાં આવ્યો છે લંબાણ થવાને લીધે દરેક લખાણોનાં નામો દાખલ કર્યાં નથી.

આ ગ્રંથ કોર્ટની સાથે કામ પાડનારને ધીરધારનો ધંધો કરનારને દરેક જાતના વેપારીઓને કાયદાની સલાહ લેવા દોડાદોડ કરનારને લખાણનું કામ શીખવા ઉમેદ રાખનારને અરજીઓ વીગેરે લખવાનું કામ કરનારને વહેવારીક લખાણોથી સાવચેત રહેવા ઇચ્છા ધરાવનારને તેમજ ખેડુત વીગેરેને ઘણુંજ ઉપયોગી અને દરેક પ્રસંગે મદદ આપનાર અને સાવચેત રખાવનાર છે.

આ ગ્રંથ આવો ઘણોજ લોકો ઉપીયોગી હોવા છતાં સાધારણ ઇશમો પણ લાભ લેઇ શકે એ હેતુથી આ પુસ્તકની કીમત પ્રથમ ગ્રાહક થનાર પાસેથી માત્ર રૂ. ૧-૪-૦ અને તે પછાથી ગ્રાહક થનાર પાસેથી રૂ. ૧-૧૦-૦ લેવામાં આવશે. પોસ્ટ ખરચ જુદું પડશે. પત્ર વ્યવહાર નીચેના સરનામે કરવો. સંવત ૧૯૭૧ ના પ્રથમ વૈસાક (અધીક) સુદી ૨ પ્રથમ ગ્રાહક થનારને પ્રથમ ગ્રાહક ગણવામાં આવશે.

સરનામું.
મુ. રાધનપુર વકીલ હરીલાલ
જાદવજી, જીલ્લે ગુજરાત
પોષ્ટ પાટણ.

તૈયાર કરી પ્રસિદ્ધ કરનાર.
હરીલાલ જાદવજી વકીલ
રાધનપુર.

# જાહેર ખબર.

**ભવીષ્ય ચીતાર**—આ પુસ્તક અંદર દરેક ઇસમ પોતાની મેળે જન્મ ગૃહ, ચલીત, દશા, વર્ષફલ, માસફલ વીગેરે તમામ જાતે જોઇ શકે અને તમામ જાણી શકે તેવી રીતે ગુજરાતી ભાષામાં પુરેપુરી વીગતથી સ્હમજાવેલું છે કીમત પ્રથમ ગ્રાહક પાસેથી રૂ૦-૪-૦ પોષ્ટેજ જુદુ.

**વ્યાપાર કુંચી**—આ બુક અંદર સોનું, ચાંદી. રૂઉ, અફીણ,ઘઉ, બાજરી, ડાંગર, સરસવ, એરંડા વીગેરે થોકબંધ. વ્યાપારમાં વપરાતી ચીજોનો ભાવ તેજીમંદી કયારે થશે અને અમુક માસમાં ભાવ કેમ રહેશે તે જાણવાની પુરતી સમજુત આપી છે અને દરેક ઇશમ જાતે તે જોઇ શકે છે કીમત પ્રથમ ગ્રાહક પાસેથી રૂ ૦-૪-૦

**નીતીરત્ન**—સ્વર્ગ અને નરકની પુરતી બીના તથા યમપુરી યાત્રા-વર્ણન આ પુસ્તક અંદર સંતોશ કારક રીતે સ્હમજાવેલ છે અને તેથી દરેક ઇશમ પોતાનું ભવીષ્ય આ પુસ્તકથી સુધારી અમુલ્ય લાભ મેળવી શકે છે કીમત. પ્રથમ ગ્રાહક પાસેથી રૂ. ૦—૪—૦ પોષ્ટેજ જુદું.

**માંગલીક ગીત શાસ્ત્ર**—કેટલાં એક ઠેકાણે બૈરાંઓ વીવાહ જેવા શુભ પ્રસંગે અયોગ્ય ગીત ગાઇ કંટાળો ઉત્પન કરે છે તે દુર થવા વીવાહમાં દરેક પ્રસંગે ગાવાનાં નીતી પ્રમાણેનાં ઉપદેશ લેવા લાયક જુદા જુદા સ્ત્રી ગીતોના જ રાગમાં બોધક વચનો સાથેનાં ગીતો આ પુસ્તક અંદર છે અને તે દરેક ઠેકાણે ગવાઇ શકાય છે સ્ત્રીઓને આ બુક ઘણીજ ઉપયોગી છે કીમત. પ્રથમ ગ્રાહક પાસેથી રૂ. ૦-૪-૦ પોષ્ટેજ જુદું.

આ ચારે પુસ્તકો સંવત ૧૯૭૧ ના આસો માસમાં એટલે સને ૧૯૧૫ ના અકટોમ્બર માસમાં તૈયાર થશે પ્રથમ ગ્રાહક થનાર પાસેથી ઉપર પ્રમાણે કીમત લેવામાં આવશે અને સને ૧૯૧૫ ના અકટોમ્બર માસ પછી ગ્રાહક થનાર પાસેથી દરેક બુકના રૂ. ૦-૬-૦ પ્રમાણે ચાર બુકના રૂ. ૧-૮-૦ પોષ્ટેજ જુદું લેવામાં આવશે.

ચારે બુકો એકી સાથે પ્રથમ ખરીદ કરનારને માત્ર રૂ. ૦-૧૪-૦ માં આપવામાં આવશે. પોષ્ટેજ જુદું.

પ્રકાશક અને લેખક,

શુકલ હરીલાલ જાદવજી

વકીલ, રાધનપુર.

## તૈયાર છે.

પુરાણોક્ત વૈશ્વત્રસંધ્યા—આ સંધ્યા ક્ષત્રી, વૈશ્યને કરવા માટે પુરતી સમજુત સાથે છપાવી તૈયાર કરેલ છે સમજવા માટે ગુજરાતીમાં ઘણીજ અમુલ્ય સમજુત આપી છે આ પુસ્તકો તૈયાર છે કીમત માત્ર રૂ. ૦-૨-છે બે આના પોષ્ટેજ જુદું.

તૈયાર કરનાર,

શુકલ હરીલાલ જાદવજી વકીલ,

રાધનપુર.